રસિક નવલકથા માળા પુસ્તક ૨૨૨મું.

# કાળને કિનારે

: : લખનાર : :
નાગરદાસ ઇ. પટેલ
: : મલાડ : :

: : પ્રકાશક : :
પુંજાલાલ ભગવાન પારેખ
: : વઢવાણ સીટી : :

અઢી રૂપીઆ

# પરિચય

*

એક વાર વાંચવાનું શરૂ કર્યા પછી પુરૂ કર્યા સિવાય પુસ્તક બાજુએ મુકવાનું મન ન થાય એવાં ડિટેક્ટીવ વાર્તાઓનાં પુસ્તકોમાં જયંતે અત્યાર સુધીમાં સ્થાન મેળવ્યું છે. આ પણ એના પરાક્રમનું પુસ્તક છે.

વસ્તુ માટે સર કૉનન ડૉઈલનું ઋણ સ્વીકારૂં છું.

મલાડ
૧: ૨: ૩૦

નાગરદાસ ઇ. પટેલ

# અનુક્રમ

*



*

# કાળને કિનારે

: : પ્રથમખંડ : :

ખૂન : પણ કોનું ?

## ચેતવણી

'હું ધારૂં છું કે—' મ્હેં કહ્યું.

'એમ જ કરવું જોઇએ.' જયંતે વચ્ચે જ કહ્યું.

મ્હારા વિચારમાં કે બોલવામાં આમ એકાએક જયંતે શા માટે અંતરાય નાખ્યો એ મ્હને સમજાયું નહિ.

'કેમ જયંત, શું છે ?' મ્હેં પૂછ્યું.

પણ મ્હને જવાબ આપવાને બદલે એતો એના વિચારમાં જ મશગુલ હતો. હથેળી પર હડપચી ટેકવી એ કંઇક વિચાર કર્યા કરતો હતો, એની પાસે પડેલી ચહા ઠંડી થઇ ગઇ હતી છતાં એને એનું

હાથ પણ અડાડયો હોય એમ લાગતું ન હતું. એના હાથમાં કાગળની એક કાપલી હતી અને તે એ ફેરવી ફેરવીને જોતો હતો. એનું બધુંયે ધ્યાન એમાં જ હતું. એણે એ કાપલી ચારે બાજુથી ધ્યાન દઇને જોઇ. પ્રકાશ સામે રાખીને પણ તપાસી છતાં કૈં ધ્યાન પડતું ન હોય એમ લાગ્યું.

'વીરજીના જેવા અક્ષર લાગે છે.' છેવટે એણે વિચાર કરતાં કહ્યું. 'વખતે એના જ હોય. એના જ લાગે છે. આ 'ર' અને 'વ' બરાબર ઓળખાય એવા જ છે. એ એમ જ લખે છે. પણ જો એ એણે જ લખ્યો હોય તો ઘણો જ ઉપયોગી હોવો જોઇએ.'

એ મ્હારી સાથે વાત કરવા કરતાં પોતાની જાતની સાથે જ વાત કરતો હોય એમ જણાતું હતું; પણ મ્હારો એ ખ્યાલ એના છેલ્લા શબ્દો સાંભળતાં ઉડી ગયો અને રસ લઇને મ્હેં પૂછ્યું:

'પણ વીરજી કોણ છે?'

'વીરજી? એ એક માણસનું ધારણ કરેલું નામ છે નટવર! છતાં એ નામે હું એને સારી રીતે ઓળખું છું. અલબત, દીઠે નહિ પણ નામે અને કામે. એના પહેલા એક પત્રમાં એણે જણાવ્યું હતું કે એ એનુ પોતાનું ખરૂં નામ નથી પણ માત્ર ધારણ કરેલું નામ છે અને એને શોધવાનો પ્રયત્ન પણ ન કરવા માટે મ્હને આગ્રહ કર્યો હતો. પ્રયત્ન કરીશ તો પણ એ નહિ જડે એમ પણ એણે લખ્યું હતું છતાં હું એમ માનતો નથી કારણ કે એવી રીતે હું પ્રયત્ન કરૂં અને એનો પત્તો ન મળે એ અશકય છે છતાં એના વચન પર અવિશ્વાસ લાવીને નાહકનો પ્રયત્ન કરી એ ભલા માણસને હેરાન કરવાની મ્હારી ઇચ્છા ન હતી. એનું નામ એક રીતે ઉપયોગી છે. એ એક મોટા માણસના સંસર્ગમાં છે અને એ એની સાથેની સરખામણીમાં સાવજ આગળ શિઆળ જેવો જ છે સમજ્યોને, નટવર! છતાં એ કોઇ કોઇ વાર મ્હેને કૈં કૈં લખે છે. તને મ્હેં પ્રો. ચેટરજી વિષે વાત કરી હતી ને?'

'પેલો બંગાળી ? સફેદ ઠગોનો મહારાજા ?'

'એજ. એ ચાલાક ભેજાવાળો બાહોશ પણ ભયંકર માણસ.' જયંત બોલ્યો.

'હું હમણાં કહેવા જતો હતો કે એ લોકોમાં ભાગ્યે જ જાણીતો છે.'

'એમ નથી.' જયંતે કહ્યું. 'એ અમુક વિભાગમાં ઘણો જાણીતો અને પ્રખ્યાત છે. એને હરામખોર કહી શકાય એમ નથી. એને સફેદ ઠગોનો મહારાજા કહેવામાં પણ કાયદા પ્રમાણે તું એનું લાયબલ–એની બદનક્ષી કરે છે! એ જ એની ખુબી છે! એનું ભેજું ઘણું જ ફળદ્રુપ છે. મેં સેંકડો કાવતરાં એણે રચ્યાં હશે, સેંકડો ઘાટ ઘડયા હશે અને સેંકડો માણસોને એણે કામે લગાડ્યાં હશે. અને એ છતાં એ બધાથી એ એવો તો અલિપ્ત છે કે એના પર કોઇ શક લાવી શકે એમ નથી, કોઇ ટીકા પણ કરી શકે એમ નથી. એની યોજનાઓ એટલી સંપૂર્ણ હોય છે કે ભાગ્યે જ તે એમાં નિષ્ફળ થાય. તેં કહ્યા એ શબ્દો જો એના સાંભળવામાં આવે તો પોતાની આબરૂને બટ્ટો લગાડવાને બહાને એ તને જરૂર કૉર્ટમાં ઘસડી શકે, અને તારી એકાદ વર્ષની કમાણી ખીસ્સામાં મૂકી તને બરાબર શિખામણ આપે! 'અશનિપાત' નામનો જ્યોતિષ શાસ્ત્રને લગતો પ્રખ્યાત ગ્રંથ એણે લખ્યો છે અને એ ગ્રંથ એના ગણિતશાસ્ત્રના અજબ પ્રભુત્વના પ્રમાણ રૂપ છે. એની સામે તું કાંઈ બોલે તો છાપાવાળા એનો પક્ષ ખેંચે એ સ્વાભાવિક છે. પ્રૉફેસર અજબ વ્યક્તિ છે નટવર!'

'તું શું જુએ છે?' મ્હેં પૂછ્યું.

'જોને' જયંતે કહ્યું 'આપણે વીરજીની વાત કરતા હતા. પ્રૉફેસરની અનેક હાથ લાંબી સાંકળની એ એક કડી છે. નબળી કડી કહું તો ખોટું નથી. અને ગમે તેટલી મજબૂત સાંકળ એની નબળામાં નબળી કડી કરતાં વધારે મજબૂત ન જ હોઇ શકે. એ હિસાબે

પ્રૉફેસરની મજબૂતમાં મજબૂત સાંકળ વીરજી કરતાં વધુ મજબૂત નથી. એ ત્યાંથી તૂટે એમ છે.'

'ઠીક.'

'અને એ ઉપરથી વીરજીની ઉપયોગીતા સિદ્ધ થાય છે. એને સત્ય પ્રત્યે કૈંક માન છે તેથી કે પછી સ્વાભાવિક ભિરૂતાથી વા દયાથી કે પછી એને કોઇ કોઇ વખત અપાતી ઉદાર રકમથી અથવા એવા કોઇ પણ કારણથી પ્રેરાઇને એણે આ ચીઠ્ઠી મ્હને મોકલી છે. એવી રીતે એક બે વખત એણે મ્હને અગાઉથી ખબર આપેલી અને તે ઘણી ઉપયોગી નિવડી હતી. આ ખબર પણ એવી જ ઉપયોગી હોય એમ લાગે છે પણ એ છૂપી ભાષામાં લખાયલી છે અને એનો ઉકેલ મ્હારી પાસે નથી.'

જયંતે એમ કહીને પેલો કાગળ મ્હને આપ્યો મ્હેં તે જોવા માંડયો. એના પર નીચે મુજબ લખાણ હતું.

---

૫૩૨ : ૨ : ૧૬૮, ૨૪૮, ૨૪૯,
૨૫૦, ૨૫૨, ૨૫૩, રંગપુર
પ્રાણજીવન ૯૭, ૭૧, ૭૨, ૭૪

---

'તને શું લાગે છે જયંત?'

'છૂપી રીતે ખબર આપવાનો એણે પ્રયત્ન કર્યો છે. બીજું શું?'

'પણ ઉકેલ સિવાય આવી ભાષાનો ઉપયોગ શો?'

'આ સંજોગોમાં કૈં જ ઉપયોગ નહિ.'

''આ સંજોગોમાં' એમ શા ઉપરથી કહે છે?'

'કારણ કે મ્હને ઘણી જાતની છૂપી ભાષાઓ આવડે છે અને ઘણીના ઉકેલ હું જાણું છું પણ આ એવી નથી. એ આંકડાની પરિભાષા છે કે પછી કૈંક બીજું છે. ઘણું ખરૂં તો એ કોઇ પુસ્તકના એકાદ પાન પરના શબ્દો બતાવે છે અને જ્યાં સુધી પુસ્તકનું નામ ને પાનાનો નંબર ખબર ન હોય ત્યાં સુધી કૈં જ સમજાય એમ નથી.'

'પણ 'રંગપુર' અને 'પ્રાણજીવન' છે તે?'

'કારણ કે એ શબ્દો પેલા પાના પર નથી તેથી એને એ રીતે લખવા પડયા.'

'એમ છે તો એણે પુસ્તકનું નામ શા માટે નથી લખ્યું?'

'એ જો લખે તો આ રીતે આંકડાની પરિભાષા વાપરવાની જરૂર શી? ચાવી કે ઉકેલ પણ જો જોડે જ હોય તો આ રીતે સંદેશો મોકલવાની જરૂર જ ન રહે. એ ખબર બીજી ટપાલમાં આવવી જોઇએ. એમાં પુસ્તકનું નામ અને પાનનો નંબર હોવાં જોઇએ. તે પછી શોધી કાઢવું સહેલું થઇ પડશે.'

થોડી વારે ટપાલ આવી. જયંત ધારતો હતો તે કાગળ પણ આવ્યો હતો. એ એણે ઉપાડી લીધો.

'એ જ અક્ષર' સરનામું જોઇને જ જયંતે કહ્યું. 'અને આ વખતે તો સહી પણ કરેલી છે. ચાલ તો નટવર!' એમ કહીને એણે કાગળ વાંચવા માંડયો.

એની વિગતો વાંચીને જયંતનાં ભવાં ચઢવા લાગ્યાં.

'અરે બાપરે! ઘણા નિરાશાજનક સમાચાર છે નટવર! હું ધારૂં છું કે આપણી ધારણા ધૂળ થતી લાગે છે, મ્હારી ખાત્રી છે કે વીરજીને કેં હેરાનગતિમાં નહિ ઉતરવું પડે' એમ કહીને એણે ચીઠ્ઠી વાંચવા માંડી.

ભાઇશ્રી જયંતરાય,

એ બાબતમાં ઉંડા ઉતરવાની ઇચ્છા નથી. વાત વધી પડી છે. મ્હારા પર શંકાથી જોવાય છે. અને એમ છે એ હું સમજી શકું છું. આ કાગળ પરનું સરનામું મ્હેં કર્યું ત્યારે એ આવી લાગ્યો અને વખતસર જો મ્હેં કાગળ દબાવી દીધો ન હોત તો કોણ જાણે શું થાત! પેલી પરિભાષાનો ઉકેલ મ્હેં આ સાથે બીડયો હતો તે હવે કાઢી લઉં છું. એને મ્હારા વિષે શક છે અને શંકાની નજરે જુએ છે. કૃપા કરી પેલો કાગળ ફાડી નાખજો. એનો હવે આપને રજમાત્ર ઉપયોગ નથી.

આપનો
વીરજીના ઘટીત.

જયંત વાંચીને વિચારમાં પડી ગયો.

'વખતે એમાં કંઈ જ ન પણ હોય !' છેવટે એ બોલ્યો. 'એનું હૃદય જ એને ડંખતુ હોય અને એને લીધે એને એમ લાગતું હોય કે સામો માણસ શંકાની નજરે જુએ છે. ગુન્હેગાર અને વિશ્વાસઘાતીનું હૃદય સદાયે એની પોતાની જાતને ડંખ્યા વિના રહેતું નથી.'

અને એ બીજો માણસ તો પ્રૉ. ચેટરજીજ ને ?'

'બીજો કોણ હોય ? એ લોકો ત્રીજા પુરૂષ એકવચનમાં લખે કે બોલે તે એના સિવાય બીજાને માટે ન જ હોઇ શકે.'

'એ જાણે તો શું કરે ?'

'એ સવાલ નાનોસુનો નથી. એટલું જ કે એ સંજોગોમાં એણે યાદ રાખવું પડે કે એની વિરૂદ્ધ દુનિયાનું સૌથી વધુ ફળદ્રુપ અને શક્તિશાળી ભેજું છે અને એ શક્તિસંપન્ન રાતના રાજાની વિશાળ સેના આગળ એનું જરા યે જોર ચાલે એમ નથી. ઘડીના છઠ્ઠા ભાગમાં એ હતો ન હતો થઇ જાય અને એની કોઇને ખબર પણ ન પડે. ગમે તેમ પણ વીરજી બહુ જ ડરી ગયા લાગે છે. આ સરનામાના અક્ષર અને ચીઠ્ઠીના અક્ષર સરખાવી જો એટલે તને સમજાશે. સરનામાના અક્ષર ચોખ્ખા અને સ્પષ્ટ છે અને ચીઠ્ઠીના અક્ષર વાંકા-ચુંકા તથા ગુંચપુંચીયા છે અને વાંચતાં ત્રાસ પડે એવા છે. એજ એના મનની સ્થીતિ કહી આપે છે.'

'તો પછી એણે લખ્યું જ શું કામ ? ન લખ્યું હોત તો ન ચાલત ?'

'કારણ કે એને શંકા હતી કે એનો જવાબ ન મળે તો હું તપાસ કર્યા સિવાય ન રહું. અને એમ થાય તો વખતે એના પર તવાઇ આવે.'

'બરાબર છે, પણ' રહેં ગેલી આંકડાની પરિભાષાવાળી ચીઠ્ઠી લેતાં કહ્યું 'આ ચીઠ્ઠીમાં એક અગત્યની ખબર છૂપાઇ રહે અને એનો ઉકેલ આપણી શક્તિની બહાર રહે એ અસહ્ય છે !'

જયંતે ચહાનો પ્યાલો બાજુએ ખસેડયો. હજી એણે એને હાથ પણ લગાડયો નહોતો. એ આરામખુરસી પર પડયો પડયો કાંઇ વિચારમાં ગુંથાયો.

એને એવી ટેવ હતી. જ્યારે કૈં વિચાર કરવા જેવું હોય ત્યારે એ એક બાજુ એ રીતે બેસીને વિચારમાં ગુંથાતો અને એ રીતે કલ્પનાના પક્ષવિમાને ઉડતો અથવા અનુમાનોની પરંપરા સર્જતો.

'નવાઇની વાત છે.' એ બોલી ઉઠયો. 'વખતે કેટલીક વિગત આની નજર બહાર રહી ગઇ હોય. આપણે આપણી કસોટીએ એ સવાલ કસી જોઇએ. એ ચીઠ્ઠીની આંકડાની પરિભાષા જૂના કાળની પરિભાષાથી જૂદી પડે છે. એ કોઇ પુસ્તકના અમુક પાના પરથી લેવાઇ છે. એ તે પાન પરના શબ્દોના આંકડા આપે છે એવું મ્હારૂં પહેલું અનુમાન છે.'

'અને એ રીતે આપણી તપાસનું ક્ષેત્ર ઘણું વિશાળ હોય એમ લાગે છે.'

'જોઇએ. એ ક્ષેત્ર પણ નાનું થઇ શકે એમ છે. કયા પુસ્તકમાંથી એ શબ્દો લીધા છે તે જડે એવો કૈં નિર્દેષ કરેલો લાગે છે?'

'બીલકુલ નહિ.'

'એમ નથી. એટલી બધી મુશ્કેલ વાત નથી. આંકડાની પરિભાષામાં અને આમાં એ જ ફેર છે. આ ચીઠ્ઠીનો પહેલો શબ્દ '૫૩૨' છે. ખરૂં ને? એ ઉપરથી એવું અનુમાન થઇ શકે કે આ શબ્દો એ પુસ્તકના ૫૩૨મા પાના પરથી લેવાયા છે. અને એ અનુમાન કર્યા પછી આપણું ક્ષેત્ર કૈંક સાંકડું થાય છે. કારણ કે એટલાં મોટાં પુસ્તકો જ આપણે તપાસવાનાં રહે છે. અને એ સંખ્યા બહુ મોટી નથી. હવે બીજું અનુમાન શું થઈ શકે એમ છે તે જોઇએ. '૫૩૨' અને બીજા અક્ષર 'ર'ની વચ્ચે ':' ટપકાં છે. એવાં જ ટપકાં 'ર'ની પછી પણ છે. એટલે 'ર' શું બતાવે છે?'

'પ્રકરણ બીજું.'

'એ બનવા જોગ નથી લાગતું નટવર ! જો પાનનો નંબર આપવામાં આવ્યો હોય તો પ્રકરણનો આંકડો લખવાની જરૂર નથી રહેતી એ તો તું પણ કબુલ કરશે જ. એ ઉપરાંત બીજી ધ્યાન રાખવા જેવી વાત તો એ છે કે જો બીજું પ્રકરણ જ પઙરમે પાને હોય તો પુસ્તક કેટલું મોટું હોય !'

'તો પછી ખંડ બીજો એમ માની શકાય.'

'એમાં પણ ત્હારી ભુલ થાય છે, જે વાત પ્રકરણને લાગુ પડે છે તે જ ખંડને પણ લાગુ પડે છે. પાનનો નંબર આપ્યા પછી ખંડની સંખ્યા નકામી છે.'

'તો તો એ બે કૉલમમાં છાપેલું પુસ્તક હશે અને બીજુ કૉલમ કે પાનનો બીજો ભાગ એમ જણાવવા માટે લખ્યું હશે.'

'હવે કૈંક યોગ્ય અનુમાન કર્યું. એ કૉલમ જ હોવાની મ્હારી પણ માન્યતા છે. એટલે આપણી તપાસ કૈંક પરિમિત થાય છે. સૌથી પહેલાં મોટાં પુસ્તકોની વાત હતી હવે એ બે કૉલમમાં છાપેલાં મોટાં પુસ્તકો પર આવી. અને એ પાન પણ મોટાં હોવાં જોઇએ. સાધારણ નવલકથાનાં પુસ્તકથી બમણી સાઇઝનાં તો નિદાન હોવાંજ જોઇએ કારણ કે એના એક શબ્દની સંખ્યા '૨૫૩' સુધી જાય છે. સાધારણ સાઇઝના પાનમાં બસો અઢીસો શબ્દો હોય ત્યારે આ તો એકજ કૉલમમાં એટલા શબ્દો છે. વખતે એથી વધુ પણ હોય. એટલે આપણી તપાસનું ક્ષેત્ર ડબલ કૉલમમાં છપાયલાં મોટી સાઇઝનાં પુસ્તકો જેટલું સાંકડુ થાય છે.'

'ખરી વાત.'

'હવે એવાં પુસ્તકો જોઇએ. એ પહેલાં એક વિચાર કરવાનો રહે છે. જે પુસ્તક વિષે એ લખે એ એવું પણ ન હોવું જોઇએ કે જે હાથ લાગતાં યે વખત લાગે. એની એક નકલ એની પાસે હોય અને મ્હારી પાસે ન હોય તોપણ નકામું એટલે એની ખાત્રી

હોવી જોઇએ કે જે પુસ્તકનો એણે ઉપયોગ કર્યો છે તે મ્હારી પાસે છે કે પછી હું ઘણી જ સહેલાઇથી મેળવી શકું એમ છું. એમ ન હોય તો પછી એની મહેનત બરબાદ જાય એમ છે અને એની એવી ધારણા નથી. આ ઉપરથી એમ અનુમાન થઇ શકે કે એણે ઉપયોગમાં લીધેલું પુસ્તક જાણીતું છે અને મ્હારા સંગ્રહમાં છે અથવા મ્હને વિના તકલીફે પ્રાપ્ત થઇ શકે એમ છે.'

'તું કહે છે એ બરાબર બંધ બેસતું જણાય છે. જયંત!'

'એટલે ક્ષેત્ર વધુ સંકુચિત થાય છે સમજ્યોને નટવર!'

'મહાભારત કે રામાયણ.'

'એ ઘણાં મોટાં પુસ્તકો છે અને એમની અનેક આવૃતિ થઇ છે. તે ઉપરાંત એના એક કરતાં વધુ ભાગો છે. આ પુસ્તક એક ભાગમાં ખતમ થતું હોય એમ લાગે છે.'

'તો પછી કયું પુસ્તક હશે?'

'જરા વિચાર તો કર.'

'શબ્દકોષ'

'એનો ઉપયોગ થાય એમ લાગતું નથી. જોઇતા શબ્દ એમાં એ રીતે ભાગ્યે જ મળે. બીજું કૈંક—'

'તો તો પછી ભાગવત જ હશે.'

'બનવા જોગ છે. ચાતુર્માસમાં એનો સારી રીતે ઉપયોગ થાય એ સ્વાભાવિક છે એટલે એ જ હશે. પણ કયું હશે?'

'ગુજરાતી પ્રેસનું અને સસ્તા સાહિત્યનું બે વધુ વપરાશમાં છે.'

'પણ એ એમાં વધુ વપરાશમાં કયુ છે?'

'અલબત, સસ્તા સાહિત્યનું જ. આપણે ત્યાં પણ એજ છે.'

'એ કયાં મ્હારી જાણ બહાર છે! ચાલ લાવ જોઇએ. આપણાં અનુમાન બરાબર છે કે નહિ તે તો તપાસી જોઇએ.'

હું તરત જ ભાગવત લઇ આવ્યો.

૫૩૨મું પાન કાઢ્યું. દશમસ્કંધનો અધ્યાય ૭૭મો ૫૩૧મે પાને શરૂ થતો હતો. એમાં માયાવી શાલ્વનો તથા તેના વિમાનનો શ્રી કૃષ્ણે નાશ કર્યો એને લગતું વર્ણન હતું.

એનું બીજું કૉલમ જોઇને શબ્દો ગણવા માંડયા. ૧૬૮મો શબ્દ 'દયાળુ' હતો. પછી '૨૪૮'મો શબ્દ 'શક્તિ' હતો તે પછી ૨૪૯, ૨૫૦, ૨૫૨ અને ૨૫૩ એ 'હોય તો રક્ષા કર' એમ હતા. એ ઉપરથી વાકય બેસતું હતુ કે 'દયાળુ, શક્તિ હોય તો રક્ષા કર.' પછી 'રંગપુર' અને 'પ્રાણજીવન' એમ આવતું હતું તે પછીના શબ્દો ૬૭૦, ૭૧, ૭૨, અને ૭૩ અનુક્રમે 'ભયંકર કાળ આવ્યો છે' એમ હતા. 'રંગપુર' અને 'પ્રાણજીવન'નો સંબંધ સ્પષ્ટ ન હતો પણ એના વિભક્તિના પ્રત્યયો અધ્યાહાર રાખ્યા લાગતા હતા. આ જાતના સંદેશામાં એ પ્રત્યયોનો ઉપયોગ હિતાવહ ના હતો. એ રીતે આખો સંદેશો નીચે મુજબ વાંચી શકાતો હતો.

---

'દયાળુ, શક્તિ હોય તો રક્ષા કર. રંગપુરમાં પ્રાણજીવનનો ભયંકર કાળ આવ્યો છે.'

---

'ખબર આપવા માટે શો સરસ રસ્તો શોધી કાઢયો છે!' મ્હેં કહ્યું.

'એણે જરૂર પોતાની અક્કલનો ઉપયોગ કર્યો છે. એકજ કૉલમમાંથી પોતાને ઉપયોગી શબ્દોની ચુંટણી કરવાની હોય ત્યારે એ રીતે જે શબ્દોનો ઉપયોગ થઇ શકે તેજ ચુંટવા જોઇએ. વખતે જોઇતા શબ્દો ન પણ જડે એટલે કૈંક ઘટતો અર્થ થાય એવા શબ્દો પણ લેવા પડે. વખતે એમાં કૈંક અધ્યાહાર રહી જાય એવું હોય કે સંદિગ્ધ રહેતું હોય તો તે જોખમ પણ ખેડવું પડે. આમાં તો એને જે કહેવું છે તે એણે ઠીક કહ્યું છે. પ્રાણજીવન નામના માણસની સામે કૈંક ભયંકર પગલાં લેવાવાં શરૂ થયાં છે અને એ રંગપુરમાં રહે છે. એ વાત તો નિર્વિવાદ છે. શો ભય છે તે સમજાય એમ નથી છતાં એટલું તો ચોક્કસ છે કે પ્રૉ. ચેટરજી જેવો

ચાલાક માણસ વિરૂદ્ધ પક્ષમાં હોય એટલે એના બાર વાગ્યા સમજી લેવા. આપણી માથાફોડ અને અનુમાનોની પરંપરાનું આખરે આટલું પરિણામ આવ્યું એ જાણીને સંતોષ થાય છે.'

'અને એ સ્વાભાવિક છે.'

એ રીતે અમે વાતો કરતા હતા એવામાં અમારા પરિચિત મિત્ર રામરાય બક્ષીની પધરામણી થઇ. રામરાય બક્ષી સી. આઇ. ડી ખાતાના જાણીતા અમલદાર હતા અને એમની કારકીર્દિ ઉજ્જવળ હતી.

જયંતનાં પરાક્રમોના વાંચનારથી એમનું નામ અજાણ્યુ નથી.

જે વખતની વાત હું લખું છું તે વખતે રામરાય બક્ષીએ અત્યારના જેટલી કીર્તિ સંપાદન કરી ન હતી છતાં એક ચાલાક અમલદાર તરીકે એની ગણના થતી હતી. એ ઘણું ખરૂં અમારે ત્યાં આવતો અને ટોળટપ્પાંઓ તથા એના કેસને લગતી વાતો કરતો તેમજ જ્યાં ગુંચવણ જેવું લાગતું ત્યાં જયંતની સલાહ લેતો અને એની સૂચના મુજબ કામ કરતો. જયંત એવી રીતે સલાહ અને સૂચના બક્ષી અને બીજા ધંધાદારી મિત્રોને ખુલ્લા દિલથી આપતો. અને એ સર્વને ઘણી ઉપયોગી થઇ પડતી. રામરાયને જોઇને જયંતે કહ્યું :

'કેમ બક્ષી ! શું ચાલે છે ? કૈં ખુબ ચિંતામાં પડી ગયા છો ?'

'એવું છે ખરું' બક્ષીએ જવાબ આપ્યો. 'હમણાંજ મ્હારે બહાર જવું પડશે. છતાં તમારી સલાહ કાર્યસાધક થશે એમ માનીને જતા પહેલાં આ તરફ આવ્યો. ના જી, ચહાની જરૂર નથી.'

એકાએક એની નજર ટેબલ પર પડેલા પેલા આંકડાની પરિભાષા વાળા કાગળ પર પડી. એ ચમકયો.

'પ્રાણજીવન !' એ ચમકીને બોલ્યો. 'રંગપુર ! આ શું જયંતરાય ! ઘણું નવાઇ જેવું છે. ! એ નામ તમારી પાસે શાં રીતે આવ્યાં ?'

'એ એક છૂપી ખબર છે અને અત્યાર સુધી મ્હેં અને ડૉ. નટવરે એ ઉકેલવા પાછળ અમારો વખત ગુમાવ્યો. પણ એ નામો સાથે તમને શું કામ પડ્યું છે?'

રામરાયે અમારા તરફ વારા ફરતી જોયું અને કહ્યુઃ

'એટલુંજ કે આજ સવારેજ રંગભુવનવાળા પ્રાણજીવન પાઠકનું ખૂન થયું છે.'

*

# ભેજાની કિંમત

જયંતની જગ્યાએ બીજો કોઇ માણસ હોત તો રામરાયના એ શબ્દો સાંભળી ભડકી ગયો હોત! જયંતને એવી અસર થાય એમ ન હતું. એ એવી વાતો શાંત ચિત્તે સાંભળવા ટેવાયો હતો. એ વાત સાંભળીને મ્હને ઘણી જ અજાયબી અને બીક લાગી હતી, છતાં જયંતને એવી કાંઇ જ અસર થઇ હોય એમ મ્હને ન લાગ્યું.

'સરસ!' જયંત બોલી ઉઠ્યો. 'ફક્કડ!'

'તમને નવાઇ નથી લાગતી?'

'ખરૂં કહું તો મ્હને નવાઇ લાગવાને બદલે આ કામમાં રસ પડે છે. શા માટે નવાઇ લાગે? મ્હને એક બાજુથી ખબર મળે છે

એ માણુસ ઉપર ભયનાં વાદળ ઝઝુમે છે. અલબત, ખબર ભરોસાપાત્ર તેમજ જરૂરી છે. એ ખબર મળ્યા પછી કે સમજ્યા પછી એક કલાક પૂરો ન થાય ત્યાં તો સાંભળું છું કે એ વાદળ ખુબ વરસ્યાં છે અને એ માણુસ બિચારો મરી ગયો છે. આ સંજોગોમાં નવાઇ પામવાને બદલે આ કેસ અને એના ખેલાડીઓ જાણુવાની મ્હને ઉત્કંઠા થાય છે અને રસ પડે છે એમ કહું તો કૈં ખોટું છે?'

'નહિસ્તો.'

જયંતે તે પછીથી ટુંકામાં પેલા આંકડાની પરિભાષાવાળા કાગળની અને તેને ઉકેલવા પાછળ અમે લીધેલા શ્રમની વાત કરી. રામરાયે એ ધ્યાન દઇને સાંભળી.

'હમણાં જ મ્હારે રંગપુર જવાનું છે' વાત સાંભળી રહ્યા પછી રામરાયે કહ્યું. 'એટલે હું એજ પૂછવા આવ્યો કે આપને અગવડ ન હોય તો મ્હારી સાથે આવશો કે કેમ? આપની હકીકત સાંભળ્યા પછી મ્હને લાગે છે કે રંગપુર જવાને બદલે આપણે મુંબાઇમાં જ તપાસ કરવી પડશે.'

'મ્હારી એવી માન્યતા નથી.' જયંતે કહ્યું.

'કેમ?' રામરાયે પૂછ્યું. 'એક બે દિવસમાં બધાં છાપાં રંગપુરના ભેદી ખૂનની હકીકતથી ચીતરાશે. એ થાય તે પહેલાં આ માણુસને આપણે પકડવો જોઇએ. એ તો મુંબાઇમાં છે અને આ ભયંકર બનાવ બનશે એની એને બે દિવસ પહેલાં ખબર પડે છે. એટલે આપણે એને જ પકડવો જોઇએ.'

'બનવાજોગ છે કે એ માણુસ મુંબાઇમાં છે પણ આટલા મોટા શહેરમાંથી તમે એને શી રીતે પકડી શકશો? વીરજી કોણુ છે એ જાણ્યા સિવાય શી રીતે પકડશો?'

રામરાયે જયંતે આપેલો કાગળ ફેરવી જોયો.

'ઉમરખાડીની છા'' છે એ કૈં ઉપયોગી થાય એમ લાગતું નથી. તમે કહો છો તે રીતે નામ પણ ખરૂં નથી. માત્ર કલ્પિત છે. એટલે એ પણ નિરૂપયોગી છે પણ તમે કહો છો ને કે તમે એક બે વખત પૈસા મોકલ્યા હતા—'

'બે વખત.'

"શી રીતે?'

'ઉમરખાડી પોસ્ટ ઑફીસમાં.'

'અને એ લેવા કોણ આવ્યું એની તપાસ જ કરી ન હતી?'

'બીલકુલ નહિ.'

રામરાયને એ જવાબ સાંભળી જરા નવાઇ લાગી.

'કેમ?'

'કારણ કે હું હમેશાં વિશ્વાસ રાખું છું. એણે મ્હને પહેલી વખત લખ્યું ત્યારે મ્હેં વચન આપ્યું હતું કે હું એવી તપાસ નહિ કરૂં.'

'પણ આપની માન્યતા છે કે આમાં કોઇનો હાથ છે?'

'મ્હારી ખાત્રી છે.'

'પેલા પ્રૉફેસર ને? એના વિષે આપ કૈં કહેતા હતા.'

'એજ.'

રામરાયના વદનપર સ્મિતરેખા પ્રસરી.

'મ્હારા ખાતામાં ખાનગીમાં પણ એવી વાત ચાલે છે કે આપની આંખ પ્રૉફેસર પર છે એ હું આપનાથી છૂપાવવું વ્યાજબી ધારતો નથી. એ ઉપરથી મ્હેં પણ કેટલીક તપાસ કરી જોઇ છે. એ ભાઇસાહેબે મ્હને ઘણી સારી છાપ પાડી છે. મ્હારા મતે તો એ એક વિદ્વાન, બુદ્ધિશાળી અને માનવંત વ્યક્તિ છે.'

'સારી વાત છે કે એની બુદ્ધિની તમે કદર કરી શકો છો?'

'એમ કર્યા સિવાય છૂટકો જ નથી. આપનો અભિપ્રાય ખાનગી ખાતે પણ જાણ્યા પછી મ્હારે એમાં ઉંડા ઉતરવું પડ્યું. મ્હારે

એમની સાથે અહ્રણુને લગતી વાત થઇ હતી. શી રીતે એ વાત પર અમે ઉતર્યા તે તો મ્હને પણ બરાબર યાદ નથી. પણ તરતજ એમણે વીજળીની બત્તી તથા પૃથ્વીનો ગોળો વગેરે કાઢીને મ્હારી એ વિષયની ખાત્રી કરી આપી અને એવી રીતે સમજ પાડી કે ન પૂછો વાત ! એમણે મ્હને એક પુસ્તક પણ આપ્યું. મ્હારે કબુલ કરવું જોઇએ કે એમાં રહેલું જ્ઞાન પચાવવું એ મ્હારી શક્તિની બહારની વાત હતી. એમણે પ્રૉફેસરની–કેળવણીની લાઇન લીધી એને બદલે જો રાજકારણમાં પડયા હોત તો કોઇ મોટા રાજ્યના દિવાન કે આપણા ઇલાકાના પ્રધાન થયા હોત એમાં મ્હને કૈ શક લાગતો નથી. બહાર નીકળતી વખતે જ્યારે એમણે મ્હારે ખભે હાથ મૂક્યો ત્યારે મ્હને એમ લાગ્યું કે જાણે દુનિયાની જંજાળોમ જતા દિકરાને એક પિતા વ્હાલથી આશિર્વાદ આપતો ન હોય !'

જયંતે એ વાત સાંભળી અને હાથ ધસ્યા.

'એમ વાત છે !' એણે કહ્યું. 'તો તો પછી ઘણી જ સારી છાપ તમારા પર પડી છે. હરકત નહિ. તમારો આ મેળાપ ક્યાં થયો હતો તે તો કહો ? પ્રૉફેસરના અભ્યાસ ગૃહમાં જ ને ?'

'હા જી.'

'બહુ મઝાનો ખંડ છે. ખરૂં ને ?'

'ઘણો જ સુંદર જયંતરાય !

'તમે એમના લખવાના ટેબલની નજીક જ બેઠા હતા ?'

'એમ જ.'

'તમારા મોઢા પર પ્રકાશ પડતો હતો અને પ્રૉફેસરનું મોઢું છાયામાં હતું.'

'હાજી. સાંજ પડવા આવી હતી અને હવે યાદ આવે છે કે દીવાનો પ્રકાશ મારા પર સીધો પડતો હતો.'

'એમ જ હશે. તમે પ્રૉફેસરના એ ટેબલની ઉપર જ સ્હેજ ઉંચે ટાંગેલું ચિત્ર જોયું ?'

'એ શિક્ષણ મ્હને આપની પાસેથી મળ્યું છે એ કબુલ કરવું જોઇએ જયંતરાય ! અને તેનો હું બરાબર ઉપયોગ કરૂં છું. શકુંતલા પત્ર લેખનનું એ એક જાણીતું ચિત્ર છે.'

'અને એ રાજા રવિવર્માએ આલેખેલું છે.'

રામરાયને એ સાંભળી નવાઇ લાગી. એને એમાં કંઇ સમજ ન પડતી હોય એમ લાગ્યું.

'રાજા રવિવર્માનું નામ–' જયંતે આગળ ચલાવ્યું. રામરાયની મુંઝવણ એ જોઇ શકતો હતો. 'ઘણું જ જાણીતું છે અને એમનાં ચિત્રો પણ પ્રખ્યાત છે. વિલાયતી ચિત્રોની સાથે હરિફાઇ કરી કળા અને સૌંદર્યમાં મોખરે આવે એવાં ભારત સંસ્કૃતિ અને હિન્દુ ધર્મને લગતાં ચિત્રો એમણે આલેખ્યાં છે. એમની પીંછીનાં ચિત્રો એટલાં આબેહુબ અને કલાવિધાનના અપૂર્વ નમુના રૂપ છે કે એની કીંમત ન આંકી શકાય.'

રામરાયની મુંઝવણ વધી.

'આપણે એ વિષે કોઇ ફુરસદને વખતે—' રામરાયે કહેવા માંડયું પણ એને વચ્ચેથી અટકાવીને જયંતે કહ્યું:

'જરા ધીરજ રાખો. હું જે કહું છું તેને સીધી કે આડકતરી રીતે પણ રંગપુરના ભેદ સાથે સંબંધ છે. એ સિવાયની વાતો માટે અત્યારે અવકાશ ન હોય એ દેખીતું છે. એટલે જરા ધીરજ રાખો.'

રામરાયે સ્વસ્થ થઇને મ્હારા તરફ જોયું.

'આપના વિચારો પ્રબળ ગતિએ વહે છે જયંતરાય! આપની પાસે એક બે કડીઓ છે એની ના ન કહેવાય પણ વચ્ચે ખુટતા અનેક આંકડા–અનેક કડીઓ હજી મેળવવાની રહે છે. રાજા રવિવર્મા અને રંગપુરના ભેદી મામલાને શો સંબંધ છે તે ભેજામાં ન ઉતરે એવી વાત છે!'

'આ ધંધામાં પડનારને દરેક જાતનું જ્ઞાન ઉપયોગી છે. એ શક્તિ પુરતી વિકાસ પામી ન હોય તો એને વિજય મળવો દુર્લભ

છે. હવે આગળ વધીએ. સને ૧૯૦૮માં રાજા રવિવર્માના એક ચિત્રના દશ હજાર રૂપિયા ઉપજ્યા. અને એ ચિત્ર 'શકુંતલા પત્ર લેખન'નું હતું. આ હકીકતથી તમે કૈં વધુ કલ્પના કરી શકો છો?'

અને એની અસર થઇ જ. રામરાયને હવે રસ પડતો લાગ્યો.

'અને તમને એ પણ કહી લઉં કે પ્રૉફેસરનો પગાર મહિને સાતસો રૂપિયા છે. એની પ્રતીતિ તો સ્હેજે થઇ શકે એમ છે.'

'તો પછી એ શી રીતે—'

'બરાબર છે. એ શી રીતે શકુંતલા પત્ર લેખનનું ચિત્ર ખરીદી શકે?'

'વખતે એ એની નકલ હોય—'

'બીલકુલ નહિ, એ મૂળ ચિત્ર છે.'

'તો પછી એ કેમ બને?' રામરાયે આતુરતાથી પૂછ્યું. 'આપની વાત આગળ ચલાવો જયંતરાય!'

જયંત હસ્યો. પ્રશંસા કોને પ્રિય નથી. ખોટી નહિ પણ ખરી પ્રશંસા એને સદા યે ગમતી. એમ ન હોત તો એ મ્હને આ લખવાની રજા પણ ન આપત.

'રંગપુર ક્યારે જવું છે?' એણે પૂછ્યું.

'હજી વખત છે.' રામરાયે કહ્યું. 'નીચે મોટર ઉભી છે અને આપણને સ્ટેશને પહોંચતાં વાર નહિ લાગે. ટ્રેનને હજી વખત છે. પેલા ચિત્ર વિષે કહો ને—મ્હને યાદ આવે છે જયંતરાય! કે આપે એક વખત મ્હને જણાવ્યું હતું કે પ્રૉફેસરને આપ મળ્યા જ નથી.'

'અને એ ખરી વાત છે.'

'તો પછી એના ઘરની રજેરજ માહિતી શી રીતે મેળવી શક્યા?'

'એ તદ્દન જૂદી વાત છે. હું ત્રણ વખત એમનું મકાન જોઇ ચૂક્યો છું. બે વખતે જૂદાં જૂદાં બહાનાં કાઢી એમને મળવા માટે ગએલીને ને ત્રીજી વખતની મુલાકાતની વાત તમારા જેવા છૂપી પોલીસના અમલદારોને કહેવા જેવી નથી. એ વખતે એના કાગળો

વગેરે તપાસવાની મ્હેં છૂટ લીધી હતી અને તેનું પરિણામ નહિ ધારેલું જ આવ્યું હતું.'

'આપને કંઈ જાણવા જેવું જડી આવ્યું ?'

'બીલકુલ નહિ. એ જ અણધારેલું પરિણામ હતું. આપણે હવે પેલા ચિત્રની વાત આગળ ચલાવીએ. એ એટલું પુરવાર કહે છે કે એની પાસે પુષ્કળ પૈસો છે. એનો પૈસો વંશપરંપરાનો કે વારસાનો નથી એ એના જીવન ચરિત્ર પરથી સમજી શકાય છે. મૂળે એ ગરિબીમાં ઉછરીને આગળથી વધેલ માણસ છે એટલે આ બધી મિલકત અથવા પૈસો આપકમાઇનો છે, એનો નાનો ભાઇ હજુ હાવરા પાસેના એકાદ સ્ટેશન પર સ્ટેશન માસ્તર છે. અને એનો પગાર વર્ષે દહાડે સાડા આઠ હજાર થાય છતાં એની પાસે રાજા રવિવર્માનું દશ હજારનું ચિત્ર ભીંતે ટાંગેલું છે.

'હા—'

'અને એ શું બતાવે છે તે સમજી શકાય એવું છે.'

'એટલે પ્રૉફેસરની આવકનો મોટો ભાગ સન્માર્ગે પ્રાપ્ત નથી થતો એમ જ ને ?'

'જરૂર. અલબત, એ નિર્ણય પર આવવાને મ્હારી પાસે પુરતાં કારણો છે. એક નહિ પણ એકવીસ કારણો છે છતાં તમને અવગત એવું આ એકજ કારણ રજુ કરીને એ વાત પુરવાર થઇ શકે એમ હતું એટલે એની વાત કરી.'

'મ્હારે કબુલ કરવું જોઇએ કે આપ કહો છો તે ઘણું ઉપયોગી અને નવાઇ જેવું છે. પણ આપણે હવે એ વિષે વધુ સ્પષ્ટ વાત કરીએ. એ આવક સન્માર્ગે નથી આવતી તો પછી શી રીતે આવે છે ? ખોટી સહી કરીને, ચોરીથી, નોટો બનાવીને કે નાણાં પાડીને ? કયે રસ્તે આવે છે ?'

'તમે વિઠ્ઠલ નાયકની વાત વાંચી કે સાંભળી છે ?'

'નામ કંઈક સાંભળ્યું લાગે છે. વખતે કોઇ નવલકથામાં વાંચ્યું

પણ હોય. હું બહુ જ થોડી—ઘણી જ થોડી નવલકથાઓ વાંચું છું. આપણા ધંધાને લગતી નવલકથાઓમાં પણ મ્હને બહુ રસ નથી પડતો. લખનાર ખુરસી પર બેસી ઠંડે કલેજે અક્કલનો ઉપયોગ કરી લખ્યે જાય છે પણ જ્યારે કામ કરવાનો વખત આવે ત્યારે એજ લખનારની અક્કલનો ઉપયોગ બહુ જ ઓછો થાય છે. એને એ સ્થીતિમાં કામ કરવું ફાવતું જ નથી.'

'વિઠ્ઠલ નાયક નવલકથાની વ્યક્તિ નથી. એ એક ભયંકર બદમાશ હતો અને ઓગણીસમી સદીમાં એ થઇ ગયો.'

'તો પછી એનું આપણે કંઈ કામ વથી. જેનું કામ તેની વાત કરોને.'

'જરા ધીરજ રાખો રામરાય! ઉતાવળે આંબા ન પાકે. મ્હારી સલાહ પૂછતા હો તો તમે ત્રણેક મહિનાની રજા લ્યો અને આપણા ધંધાદારી સાહિત્યોને લગતાં ગુજરાતી મરાઠી અને ઇંગ્રેજી પુસ્તકો રોજના બાર કલાકને હિસાબે વાંચો. દરેક વિગત અનુક્રમે આવે છે. અને એક બીજાને સંબંધ ન હોય એવું રજુ કરવાની મ્હને ટેવ જ નથી. જરા ધીરજ રાખો અને ધ્યાન દઇ સાંભળો, વિઠલ નાયક બદમાસોની છૂપી શક્તિ હતો અને એના નામથી સૌ ધ્રુજતા. મુંબાઇના મવાલીઓ અને સોનેરી ટોળીવાળા એની સલાહ લઇ તે મુજબ કામ કરતા અને જે મળે તેમાંથી એને પંદર ટકા કમીશન આપતા. એ એના ભેજાની કિંમત હતી. સમજ્યા, મી. બક્ષી! એની યુક્તિઓ એના દાવ પેચ અને એની ગતો એવી રામબાણ હતી કે એનો ઉપયોગ કરનારને ફત્તેહ મળતી અને વિઠલ નાયકને નાણાં મળતાં. કોઇ એની સાથે ભાગ્યે હરામખોરી કરતું અને હરામખોરી કરનાર ભાગ્યે ફાવતું. વખત જાય છે તેમ એકની જગ્યા બીજો માણસ લે છે. જૂનાની જગ્યા નવો પુરે છે. એ બધુ થતું આવ્યું છે, થાય છે અને થયે જશે સમજ્યાને રામરાય! કાળનું ચક્ર ફરે જાય છે. માણસ મરે છે ને મરનારની જગ્યા પુરાયે જાય છે. આજે એક તો

ક્રાલે બીજો. હવે તમને પ્રૉફેસર ચેટરજીને લગતી એક બે વાતો કહી લઉં. તમને એમાં રસ પડયા સિવાય નહિ રહે.'

'એની મ્હને ખાત્રી છે.'

'એની આ લાંબી સાંકળની પહેલી કડી કોણ છે તે જાણવાનો મ્હને પ્રસંગ મળ્યો હતો. એ કડીને અનેક ન્હાની કડીઓ સાથે અને એ કડીઓને અનેક બારીક સાંકળીઓ સાથે સંબંધ છે. એ રીતે છેવટે અનેક માણસની પરંપરા એકબીજાને અડીને કે સંબંધ રાખીને સંકળાઇ છે. એનો એક છેડો હલાવો એટલે આખી સાંકળ હાલે અને તમારૂં આવી જ બને. એને બીજે છેડે સેંકડો બદમાશો, ખીસ્સા કાતરૂઓ, મવાલીઓ અને સફેદ ઠગો આવેલા છે અને એ બધા સાથે એણે પોતાનો સંબંધ એવી રીતે રાખેલો છે કે એને ઉની આંચ પણ ન આવે. એનો મુખ્ય કારભારી સૌથી મોટી કડી કૅપ્ટન કેશવ કરીને છે. એ પણ એની જ માફક કાયદાથી પર એની ચુંગાલમાં ન ફસે એવો, અને એનાથી સંપૂર્ણ રક્ષાયેલો છે. પ્રૉફેસર એને કેટલો પગાર આપે છે તેની તમને કલ્પના છે?'

'એ જાણીને મ્હને આનંદ થશે.'

'મહિને પાંચ હજાર રૂપીઆ. અને એ ભેજાની કિંમત છે સમજ્યા મી. બક્ષી! મુંબઇ સરકાર પોતાના પ્રધાનોને અને હાઇકોર્ટના ચીફ જસ્ટીસને આપે એટલો પગાર પ્રૉફેસર ચેટરજી પોતાના મુખ્ય મદદનીશને–મેનેજરને આપે છે. એ ઉપરથી એની આવક અને કમાણીનો તમને કૈંક ખ્યાલ આવશે. બીજી એક વાત કહું. મ્હેં થોડા વખત પર પ્રૉફેસરના ચેક પર ધ્યાન આપવા માંડયું હતું. સાધારણ અપાતા ચેકો જ સમજ્યાને. એ છ જૂદી જૂદી બેંકો પર લખાયા હતા. એના પરથી કૈં ખ્યાલ આવે છે?'

'ખરે જ નવાઇ જેવું! પણ એ ઉપરથી આપને શું લાગ્યું?'

'એટલું જ કે એના પૈસાને લગતી રહેજ પણ વાત થાય એ

એને પસંદ નથી. એ કોઇ જાણે એ પણ એને ગમતું નથી અને એ એવી રીતે પોતાની ગોઠવણ કરી લે છે કે સામાને ભાગ્યે જ વધુ ખબર પડે. એક માણસને એની પાસે કેટલી રકમ છે એની ખબર જ ન પડે એ હિસાબે એ છ જૂદી જૂદી બેંકોમાં ખાતાં રાખે છે. એ ઉપરાંત પણ મ્હારી ખાત્રી છે કે જૂદી જૂદી બેંકોમાં દેશાવરમાં પણ એનાં ખાતાં હશે. નહિ નહિ તો હિન્દુસ્તાન, ઇંગ્લાંડ, ફ્રાન્સ અને અમેરિકામાં થઇને એનાં વીસેક ખાતાં હશે. વખત મળે તો એકાદ વર્ષ પ્રૅાફેસર ચેટરજીના અભ્યાસ પાછળ ગાળવાની મ્હારી તમને ખાસ ભલામણ છે. એમાંથી તમને એટલું જાણવાનું મળશે કે આખી જીંદગી તમને એ અનુભવ અને જ્ઞાન ઉપયોગી થઇ પડશે.'

જેમ જેમ જયંત બોલતો ગયો તેમ તેમ રામરાયને વધુને વધુ રસ પડતો ગયો. જયંત અટક્યો એટલે એનું ધ્યાન હાથ પરના કેસ તરફ દોરાયું.

'વખત આવ્યે એ અભ્યાસ માટે સમય કરી લઇશ જયંતરાય!' રામરાયે કહ્યું. 'આ બધું આપના વિશાળ જ્ઞાન અને શોધખોળ તથા તપાસને આભારી છે. આપે કહ્યું હતું કે પ્રૅાફેસરને અને આ કેસને કૈંક સંબંધ છે એ આપ શા ઉપરથી કહો છો? પેલા વીરજીની ખબર ઉપરથી જ ને? એ સિવાય બીજું કૈંક વધુ આધારભૂત પ્રમાણ મળી શકે એમ છે?'

'તે તો આપણે ગુન્હાનું કારણ જાણીએ તો સમજી શકાય. તમે કહ્યું તે પરથી તો લાગે છે કે ગુન્હાનું કારણ કંઇ જ સમજાતું નથી. જો એ મ્હારી માન્યતા મુજબ જ હોય તો એનાં બે કારણ હોઇ શકે છે. એક તો એજ છે કે પ્રૅાફેસર પોતાના માણસો પર પુરતો દાબ રાખે છે અને એમની સાથે ઘણી સખત રીતે વર્તે છે. એની રીતભાત કડક છે અને સામાની પાસે બહુ જ સખતાઇથી નિયમનું પાલન માગી લે છે. એના નિયમના ભંગની એક જ સજા છે અને

તે મૃત્યુદંડની. એટલે એમ માની શકાય કે મરનાર માણસ પ્રૉફેસરના કારભારીઓમાંનો એકાદ હતો અને એણે પેલા કડક નિયમોનો કૈંક ભંગ કર્યો હશે તેની સજા કરવાનું પ્રૉફેસરે નક્કી કર્યું હશે અને તે મુજબ એનો અમલ થતાં એનું ખૂન થયું હોવું જોઇએ. બીજી વાત એ છે કે પ્રૉફેસરે પોતાના ધંધાની રૂએ એનું ખૂન કરાવવાનું માથે લીધું હશે. ખૂન સાથે ચોરી થઇ છે?'

'એ વિષે કૈં સાંભળ્યું નથી.'

'તો તો પછી એ પહેલા અનુમાન મુજબ થયું હોય એ બનવા જોગ છે. વખતે એને માટે એમ પણ નક્કી કર્યું હોય કે પ્રૉફેસરને અમુક રકમ ઉચક આપવાની ઠરાવી હોય અથવા લૂંટ થઇ હોય તો તેમાંથી અમુક ભાગ આપવાનું નક્કી કર્યું હોય. બન્ને બની શકે એવી વાત છે. એ એમાંથી એકાદ હોય કે પછી કોઇ ત્રીજી જ વાત હોય. જે હોય તે રંગપુર ગયા સિવાય ખાત્રીપૂર્વક ન જ કહી શકાય. આપણે એ જોવા માટે રંગપુર જવું જ જોઇએ. મ્હારી ખાત્રી છે કે આપણા પેલા સજ્જને એવું કૈં જ નહિ રહેવા દીધું હોય કે જેથી આપણે એને અહીં મળી શકીએ કે તપાસ કરીને પૂછી શકીએ.'

'તો તો રંગપુર જવું જ જોઇએ. ચાલો.' રામરાયે ઉઠતાં ઉઠતાં કહ્યું. 'તૈયાર થાવ. મ્હેં ધાર્યા કરતાં ઘણું મોડું થઇ ગયું. હવે તો ફક્ત પાંચ જ મીનીટ રહે છે. એટલામાં આપે તૈયાર થઇ જવું જોઇએ.'

'એટલો વખત અમને પુરતો છે.' જયંતે કહ્યું. ચાલ, તૈયાર થઇ જા તો; અને રામરાય! તમે અત્યાર સુધી સાંભળ્યું છે તે જ પ્રમાણે હવે ધ્યાન રાખીને બધી વિગતો મ્હને સંભળાવવાની છે.'

'ઘણી ખુશીથી. કોણ ના કહે છે!'

અમે મુંબાઇ છોડયું એટલે જયંતે રામરાયને કેસને લગતી વાત કહેવા જણાવ્યું. એણે હા તો પાડી હતી પણ એની પાસે જ પુરતી વિગતો ન હતી. એની હકીકતમાં એક કાગળનો સમાવેશ થતો હતો

અને તે રંગપુરના ફોજદાર વસંતરાયે લખેલો હતો. એણે એમાં રામરાયની મદદ માગી હતી અને ખાસ કરીને જયંતને લેતા જવાને આગ્રહ કર્યો હતો. રામરાયે એ કાગળ જયંતને બતાવ્યો. એ નીચે મુજબ હતો:

શ્રી. મુરબ્બી રામરાયભાઇ,

વિ. વિ. કે આ સાથેના કાગળમાં રીતસરનો ઓફીશીયલ રિપોર્ટ છે. આ આપને ખાનગી રાહે લખું છું. આપ કઈ ટ્રેનમાં પધારશો તે કૃપા કરી તારથી ખબર આપી આભારી કરશોજી કે જેથી તે વખતે હું સ્ટેશન પર હાજર રહુ. આ કેસ ઘણો ઉપયોગી અને મુદ્દાનો છે તે માટે જરા પણ વખત ગુમાવ્યા સિવાય આ તરફ આવવા નિકળશોજી, કૃપા કરીને જો જયંતરાયને આપની સાથે લઈ આવી શકો તો ઘણી જ મોટી મહેર બાની થશે. બધો બનાવ એવી રીતે બન્યો છે કે આપને નવાઇ લાગ્યા સિવાય નહિ રહે. આપ જરૂરથી જયંતરાયને લેતા આવશોજી. આ કેસ એમને લાયકનો છે.

લી. સેવક
વસંતરાયના પ્રણામ.

'તમારો મિત્ર જરા ઘડાયલો લાગે છે.' જયંતે જણાવ્યું.

'હાજી. એ ઘણો ઘડાયલો છે,' રામરાયે કહ્યું.

'એ સિવાય કૈં કહેવાનું રહે છે?'

'એટલુંજ કે આપણે ત્યાં પહોંચીશું એટલે એ સંપૂર્ણ વિગત પૂરી પાડશે.'

'તો પછી તમને પ્રાણજીવન પાઠકનું નામ અને એનું ભયંકર રીતે ખૂન થયું છે એ વિગત શી રીતે મળી?'

'એ બધું પેલા રીપોર્ટમાં હતું. એમ પણ હતું કે પ્રાણજીવન પાઠકના માથા પર પાસેથી જ બંદુકના બહાર કરવામાં આવ્યા હતા. કેટલા વાગ્યે એ બનાવ બન્યો તે પણ લખ્યું હતું. ગઇ રાતે બારેક વાગ્યે એ બનાવ બન્યો. એમ પણ લખ્યું હતું કે એનું ખૂન કરવામાં આવ્યું છે પણ કોઇના પર શક લાવી શકાય એવું કૈંજ નથી અને ખૂનીનો પત્તો જ નથી. એ ઉપરાંત કેટલીક વિગતો એવી

છે કે જેમાં સાધારણ પોલીસનું ભેજું જ ન ચાલે ! એ સિવાય વધુ વિગતો આપણી પાસે નથી.'

'હરકત નહિ. આપણાં અનુમાન બધી વિગતો જાણ્યા પછી જ બાંધશું. અધુરી વિગતો પર કલ્પનાના ઘોડા દોડાવવા એ પણ જોખમકારક છે. હાલ તો એટલુંજ યાદ રાખીએ તો બસ છે કે એક ફળદ્રુપ ભેજું મુંબાઇમાં કામ કરે છે. અને રંગપુરમાં એક માણસનું ભયંકર ખૂન થાય છે. એ બે વચ્ચેની સાંકળની કડીઓ આપણે મેળવવાની છે.'

' એમજ.'

*

# રંગભુવન

અને હવે મ્હારે વાંચનારને એક સૂચના કરવાની છે. અત્યાર સુધી જે રીતે મ્હેં વર્ણન કર્યું છે તે રીત મ્હારે બદલવી પડે છે. એને બદલે હવે બીજી જ રીતે કેટલીક વિગતો મ્હારે રજુ કરવાની છે અને તે વાંચ્યા પછી વાંચનારને એમ લાગ્યા સિવાય નહિ રહે કે એમ કરવામાં મ્હેં કાંઇ અણઘટતું નથી કર્યું. એ બધી વિગતોમાં મ્હારા કે જયંતના કરતાં કુદરતનો વધુ હાથ છે એટલે એનું વર્ણન એ રીતે લખાય એ જ વધુ યોગ્ય છે.

રંગપુરનો ઐતિહાસિક કિલ્લો મુંબાઇની ઉત્તરે આવેલો છે. મુંબાઇથી આશરે પચાસેક માઇલ પર એ આવેલો છે. એની જાહોજલાલી સત્તરમા સૈકામાં હતી. આજુબાજુના પ્રદેશનો વહીવટ તે

વખતે એ કિલ્લા મારફત થતો અને મોગલ રાજ્યના અંતકાળમાં એ કિલ્લાના સુબેદારે બંડ ઉઠાવી પોતાને સ્વતંત્ર રાજ્યકર્તા તરીકે જાહેર કર્યો હતો. એના વંશમાં પચાસેક વર્ષ રંગપુરનો કિલ્લો અને જાગીર રહ્યાં. તે પછી મરાઠાઓનો રાજ્યઅમલ શરૂ થયો અને રંગપુરની જાગીર એમના હાથમાં ગઇ.

એ અરસામાં ધીરે ધીરે પોર્ટુગીઝો—ફીરંગીઓએ આ દેશમાં અડ્ડો જમાવવા માંડયો અને રંગપુરના કિલ્લા માટે મરાઠાઓ અને ફીરંગીઓ વચ્ચે એક બે ખૂનખાર લઢાઇઓ પણ થઇ. આખરે એ મરાઠાઓના હાથમાંથી અરાડની સદીની શરૂઆતમાં ફીરંગીઓના હાથમાં ગયો અને તે પછી અંગ્રેજોએ એ અરાડની સદીના અંતમાં જીતી લીધો.

આ બધી લઢાઇઓ અને ઘેરાઓને લીધે રંગપુરની જાહોજલાલી નષ્ટ પામી અને છેવટે એ એક નાનું સરખું ગામડું થઈ રહ્યું. મોટી મોટી ઇમારતોને ઠેકાણે હવે તો માત્ર એમનાં ખંડેર જ દૃષ્ટિગોચર થતાં હતાં.

જાહોજલાલીના વખતનો રંગભુવન નામનો પુરાતન મહેલ હજી ભાંગીતૂટી હાલતમાં ઉભો હતો. એ જગ્યા અંગ્રેજોને લઢાઇમાં મદદ કરવા માટે એક પારસી ગૃહસ્થને ઇનામમાં અપાઇ હતી. એણે એ પુરાતન ઇમારતને મરામત કરાવી ઠીકઠાક કરી હતી. પણ એનો જાથુકનો વસવાટ મુંબાઇ ખાતે હોવાથી એ ઉપર ઘણું ઓછું ધ્યાન અપાતું હતું.

થોડા વખત થયાં મુંબઇમાં વસ્તી વધવાથી આજુબાજુનાં પરાંઓની ખીલવણી થતી હોવાથી લોકો બહાર નીકળવા લાગ્યા હતા. રંગપુર જો કે દૂર હતું તો પણ એની અસર એના ઉપર થઇ હતી. કેટલાક ધનવાનોએ પોતાના બંગલા ત્યાં બાંધવા માંડયા હતા. અને ધીરે ધીરે એ ઠીક થતું જતું હતું. રંગપુરની જાગીર ખાલસા થઇને એનો સાષ્ટી તાલુકામાં સમાવેશ કર્યો હતો.

રંગપુરથી દસેક માઇલ દૂર વિલાસપુર નામનું પ્રખ્યાત શહેર આવ્યું હતું. વિલાસપુર દરિઆ કિનારે હોઇ હવા ખાવાના સ્થળ તરિકે જાણીતું હતું.

ધીરેધીરે રંગપુરની ખ્યાતિ પણ હવા ખાવા જેવા સ્થળ તરિકે પ્રસરતી હતી અને એ એક રળીઆમણી ટેકરી પર આવેલું હોવાથી જતે દહાડે નાના ગામડામાંથી પોતાની જૂની જાહોજલાલી પ્રાપ્ત કરતું શહેર બને એવો સંભવ હતો.

રંગભુવનની ઇમારત ઘણી જ વિશાળ હતી અને એની ચારે બાજુ મજબૂત કોટ ચણી લીધેલો હતો. કોટને ફરતી ચોતરફ ખાઇ હતી. એમાં જવાને માટે ખાઇ ઉપર થઇને લાકડાનો પુલ રાખ્યો હતો. એ પુલ રાત્રે ઉંચકી લેવામાં આવતો. અને સવારના ઉતારવામાં આવતો. એને માટેનું સંચા કામ હજી બગડયું ન હતું.

સાધારણ મારામત કરાવી એને ઠીક રાખ્યા સિવાય વધુ દરકાર એનો પારસી માલિક રાખી શકતો ન હોવાથી એની ઇચ્છા વેચવાની હતી અને કોઇ સારૂ ઘરાક મળે તો ઓછેવત્તે આપી દેવાની હતી. આવું ઘરાક પણ એને મળી આવ્યું.

પ્રાણજીવન પાઠક નામના એક ગૃહસ્થે એ વેચાતી લેવાની માગણી કરી અને પચાસ હજારમાં એ ઇમારત એને મળી.

પ્રાણજીવન પાઠક પાકટ ઉમરનો ગૃહસ્થ હતો અને એ વિશાળ મકાનમાં વેચાણખત પુરૂં થયું ન થયું ત્યાં તો રહેવા આવી ગયો હતો. એના કુટુંબમાં એ અને એની સ્ત્રી પદ્માવતી સિવાય બીજું કોઇ ન હતું. એને સંતતિ કંઈ જ ન હતી. પ્રાણજીવનની ઉમર પચાસેક વર્ષની હશે છતાં એનામાં એક જુવાન જેટલી શક્તિ હતી. સ્વભાવે એ ઘણો હસમુખો તથા વાચાળ હતો. એની પાસે પુષ્કળ પૈસો હતો અને તે આફ્રિકામાં બહુ સારૂં કમાયો હતો એમ કહેવાતું હતું. રંગભુવનમાં રહેવા આવ્યા પછી આજુબાજુના બંગલાઓ અને રંગપુરમાં સુદ્ધાંએ દંપતી માટે ઘણી સારી છાપ પડી

હતી. એક બે વખત ગામમાં એણે બતાવેલી બહાદૂરી અને નિર્ભય વર્તણુંકથી લોકો છક થઇ ગયા હતા. એક વખત તો એક જણનું મકાન સળગી ઉઠયું તે વખતે બધા જોયા કરતા હતા જ્યારે પ્રાણુજીવને જીવના જોખમે બળતા મકાનમાંથી બે માણસો અને માલમત્તા બચાવી લીધાં હતાં.

પ્રાણુજીવનને અહીં આવીને વસ્યે પાંચ વર્ષ થયાં હતાં અને એ પાંચ વર્ષમાં એણે સૌનો પ્રેમ સારી રીતે સંપાદન કર્યો હતો.

પદ્માવતીને માટે પણ સ્ત્રી વર્ગમાં બહુ સારી છાપ હતી. એને બીજાની મફક પૈસાનું અભિમાન ન હતું. એ ઘણા મળતાવડા સ્વભાવની અને પરગજુ હતી. એની ઉમર પ્રાણુજીવન કરતાં ઘણી નાની હતી પણ બન્ને વચ્ચે સારો નાતો હતો.

પ્રાણુજીવને પહેલી સ્ત્રી મરણ પામ્યા પછી કેટલાંક વર્ષ વિધુર અવસ્થામાં ગાળ્યાં હતાં. આફ્રિકામાં જ એ પહેલીવાર પરણ્યો હતો અને એની જીંદગીનો મોટો ભાગ ત્યાંજ પસાર થયો હતો. એની પહેલી સ્ત્રીને પણ કંઇ સંતતિ ન હતી.

અવસ્થા થવા આવી એટલે એને પોતાને વતન આવવાનું મન થયું. મુંબાઇ આવ્યા પછી એ કાઠિયાવાડમાં એક આંટો મારી આવ્યો પણ એને ત્યાં ગોઠયું નહિ. એની ઇચ્છા ફરીથી લગ્ન કરવાની થઇ અને મુંબાઇ ખાતે એણે લગ્ન કરી લીધાં. લગ્ન કર્યા પછી થોડે વર્ષે એણે રંગભુવન વેચાતું લીધું અને ત્યાં રહેવા માંડયું.

પદ્માવતીનાં માબાપ મરણ પામ્યાં હતાં અને એને એના કાકાએ ઉછેરી હતી તથા સારૂ ઠેકાણું જોઇને પરણાવી હતી. એ સ્વભાવે મૂળથી જ સુશીલ હતી અને પોતાની સ્થિતિ સમજી તે મુજબ વર્તનારી હતી.

એ દંપતીનો એક બીજા પર પુષ્કળ પ્રેમ હતો. પ્રાણુજીવન કૈં કામસર બહાર જતો તો પણ વખતસર સાંજના પાછો ફરતો. એને પાછા આવતાં જરા પણ મોડું થતું તો પદ્માવતીનો જીવ ઉડી

જતો. આ વાતથી રંગપુરના રહેવાસીઓને ઘણી નવાઇ લાગતી. એમણે કોઇ દિવસ એ બેઉને વિખુટાં પડતાં જોયાં ન હતાં. સારસ પક્ષીના જોડાની માફક એક બીજાની જોડેનાં જોડે એ રહેતાં. પાંચ વર્ષના ગાળામાં એક રાત્રિ પણ પ્રાણજીવન ક્યાંયે ગયો કે રહ્યો ન હતો. રંગપુરના લોકો એ ઉપરથી એ બેઉ વિષે ખુબ વાતો કરતા.

એ દંપતીને બીજાં કુટુંબો સાથે ઉપર ઉપરનો વહેવાર હતો. કોઇની સાથે અડીને સંબંધ હોય એવું ન હતું. કોઇને મળવાની કે ઝાઝો ઘરોબો રાખવાની બેઉને ટેવ જ ન હતી. એ ભલાં ને એમનું કામ ભલું.

આ દંપતી સિવાય ત્રીજી એક વ્યક્તિની હાજરી કેટલીક વખત ત્યાં રહેતી અને હવે પછી જે બનાવ વર્ણવ્યો છે તે બનાવને લીધે એ વ્યક્તિનું નામ વધુ પ્રકાશમાં આવ્યું હતું. એ વ્યક્તિ તે પ્રાણજીવનનો દિલોજાન મિત્ર દેવશંકર.

દેવશંકર દવે મુંબાઇમાં શેરબજારમાં કામકાજ કરતો હતો. એની પાસે પણ ઠીક પૈસો એકઠો થયો હતો. સેન્ડહર્સ્ટ રોડ પર એણે એક બ્લોક ભાડે રાખ્યો હતો, પણ અવાર નવાર એ ઘણી વખત રંગપુર જતો અને આઠ આઠ દસ દસ કે પંદર પંદર દિવસ પ્રાણુ રંગભુવનમાં રહેતો એટલે એનો ચ્હેરો રંગપુરના રહેવાસીઓને અપરિચિત ન હતો.

પ્રાણજીવન પાઠકના એકના એક મિત્ર તરીકે એની આબરૂ અને માન રંગપુરમાં ઠીક હતાં એમ કહીએ તો ખોટું નથી. એ પ્રાણજીવનને ઘણા વખતથી ઓળખતો હતો અને બેઉની મૈત્રી ઘણાં વર્ષની જૂની હતી. આફ્રિકામાં પણ બેઉ ઘણાં વર્ષ સાથે રહ્યા હતા.

દેવશંકરની સ્ત્રી મરણ પામ્યા પછી એણે ફરીથી લગ્ન કર્યાં જ ન હતાં. એને પણ સંતતિમાં કૈં ન હતું ! એ પ્રાણજીવન કરતાં ઉમરમાં ન્હાનો હતો. બહુ ન્હાનો નહિ પણ બેઉ વચ્ચે પાંચ છ વર્ષનો તફાવત હતો.

એ જ્યારે જ્યારે રંગપુર આવતો ત્યારે ત્યારે આજુબાજુ ખૂબ રખડતો. અને ચારે તરફ રોજે રોજ ચક્કર લગાવ્યે રાખતો. એનો વાતગરો સ્વભાવ, ખૂલ્લુ દિલ અને હસમુખો ચ્હેરો સૌને પ્રસન્ન કરવા પુરતાં હતાં. એને કોઇ સાથે રજ પણ બોલાચાલી થઇ હોય એવું કોઇને પણ યાદ ન હતું. પ્રાણજીવન સાથેનો એનો સંબંધ ગાઢો હતો. પદ્માવતી સાથે એને ઘણી સારી રીતે બનતું હતું. કેટલીક વખત તો એની સાથે પદ્માવતી પણ ફરવા જતી અને છાનું છપનું એમ બોલાતું હતું કે પ્રાણજીવન કરતાં પદ્માવતી સાથે એને વધારે સારો બનાવ હતો એ વાતને કેટલું વજૂદ આપવું એ કહી શકાય નહિ કારણ કે રંગપુરનું વાતાવરણ મુંબાઇ જેટલું સુધરેલું ન હોય એ સમજી શકાય એવી વાત છે. છતાં એટલું કહેવું જોઇએ કે રંગભુવનનો નોકર વર્ગ એ બેઉ તરફ વહેમની નજરે જોતો અને ખાસ કરીને ગરબડ રસોયો અને કાશી કામવાળી બેઉ એ બાબત રસ લઇને વાત કરતાં.

ગરબડ અને કાશી બેઉ વિશ્વાસપાત્ર નોકરો હતાં છતાં એ છાનાં છપનાં ચર્ચા જોતાં અને એમના દૃષ્ટિબિંદુથી એ બેઉનાં માપ કાઢતાં. એમના માપે માપી જોતાં એ બેની વર્તણુક એમને તલમાં તસુ ઓછી પડતી હતી.

તા. ૬ઠી જાન્યુઆરીની રાત્રે રંગભુવનમાં એક જાણવા જેવો બનાવ બન્યો. એ વખતે રંગભુવનમાં ઉપર લખ્યા મુજબ ત્રણ જણ અને બે નોકર ઉપરાંત બીજાં પણ છ એક જણ હતાં પણ તેમને એ વિગતો સાથે કંઇ સબંધ નથી.

રાત્રે લગભગ સાડા અગીઆર પોણા બાર વાગ્યે પોલીસ થાણામાં એ ભયંકર બનાવની ખબર પહોંચાડવામાં આવી. વશંકર હવેએ ઘણી જ ગભરાયેલી હાલતમાં થાણા પર જઇને ખબર આપી કે રંગભુવનમાં ભયંકર બનાવ બન્યો છે; અને એના માલિક પ્રાણજીવન પાઠકનું કોઇએ ખૂન કર્યું છે. એનો હાંફ તો

માતો પણ નહતો. એ ખબર આપવા એ દોડીને થાણા પર આવ્યો હતો. ખબર આપીને એ તરત જ રંગભુવન તરફ પાછો ફર્યો અને હવાલદાર ફોજદારને ખબર આપવા એક સિપાઇને રવાના કરીને એની પાછળ જ ગયો.

રંગભુવન આગળ જતાં જ હવાલદારને જણાયું કે ખાઇ ઉપરનો પૂલ નીચે ઉતારેલો હતો અને મકાનમાં બત્તી બળતી હતી; તથા ઘોંઘાટ અને ગરબડાટથી આખું ઘર ગાજી રહ્યું હતું. બધા નોકરો બીકે મોટે હૉલમાં એકઠા થયા હતા અને ગરબડ એક તરફ અદબ વાળીને બેઠો હતો. તેઓની અક્કલ બહેર મારી ગઇ હતી.

દેવશંકર હવે સ્ફુર્તિથી કામ લેતો હતો અને એની ધીરજે એને દગો દીધો ન હતો. એણે હવાલદારને જોઇને આવકાર આપી પોતાની પાછળ આવવા સૂચના આપી. એ વખતે ડૉ. મ્હેતા પણ આવી લાગ્યા.

ડૉ. મ્હેતા રંગપુરના જાણીતા ડૉક્ટર હતા અને તેમની પ્રેક-ટીસ સારી હતી. દેવશંકરે એમને બોલાવવાને માણસ મોકલ્યો હતો.

ત્રણે જણ એ ભયંકર બનાવવાળા ખંડ તરફ ગયા. ઉંચે પગલે ગરબડ પણ એમની પાછળ ગયો. જતાં જતાં એણે પોતાની પાછળનું બારણું બંધ કર્યું કે જેથી સ્ત્રીવર્ગની નજરે એ ભયંકર દેખાવ ન પડે.

મરનાર ખંડની વચ્ચોવચ ઉંધો પડ્યો હતો. એના હાથપગ ચારે તરફ પડ્યા હતા. શરીરપર માત્ર એક પહેરણ અને ધોતીયું પહેરેલાં હતા. ડૉક્ટરે નીચા નમીને પાસેના ટેબલપરથી ફાનસ લઇને એમાં જોવા માંડયું. નજર નાખતાંને વાર એની ખાત્રી થઇ ગઇ કે એની હાજરીની જરૂર ન હતી. ખેલખલાસ થઇ ચૂકયો હતો. એને સખત રીતે ઘાયલ કરવામાં આવ્યો હતો. એની છાતી પર એક ન્હાની સરખી બંધુક પડી હતી. એના ઘોડાથી એક હાથ છેટે નળીને કાપી નાખવામાં આવી હતી અને એ રીતે બંધુકને નાની બનાવ-વામાં આવી હતી. એ બંધુક વડે બહુ જ નજીક ઉભા રહીને મરનાર-

પર બહાર કરવામાં આવ્યા હોય એમ લાગતું હતું. મરનારનું મોઢું ગોળીબહાર તથા દારૂના ધુમાડાથી એવું તો છિન્નભિન્ન થઇ ગયું હતું કે ન પૂછો વાત. મ્હો ફાટી જઇને એના ફૂચ્ચે ફૂચ્ચા ઉડી ગયા હતા. ફ્ચકાઇ ગયેલા પાકા કલીંગડની માફક એ ફાટીને એનો દેખાવ ભયંકર થઇ ગયો હતો. એ બંધુકને બે ઘોડા હતા અને બેઉ તારથી બાંધી લીધા હતા કે જેથી એક્કી સાથે એ બેય ફુટે અને ધાર્યું પરિણામ આવે.

એકાએક પોતાના પર આવેલી જોખમદારી જોઇને હવાલદાર ગભરાયો અને શું કરવું તે વિચારમાં પડ્યો.

'ફોજદાર સાહેબ વિગેરે આવે ત્યાં સુધી આપણે કોઇ ચીજને હાથ નહિ લગાડીએ.' એણે ધીરે રહીને કહ્યું.

'અત્યાર સુધી કોઇએ કોઇપણ ચીજને હાથ લગાડ્યો જ નથી.' દેવશંકરે કહ્યું. 'મ્હેં એ બંદોબસ્ત રાખ્યો છે. એ માટે તમારે ગભરાવાની કાંઇ જરૂર નથી. જે રીતે મ્હેં જોયું તેમ જ હજી બધું પડ્યું છે.'

'તમે ક્યારે જોયું?' હવાલદારે પોતાના ખીસ્સામાંથી નોટબુક કાઢતાં પૂછ્યું.

'ઘણુંખરૂં સાડાઅગીઆર વાગ્યે. હું મ્હારા ખંડમાં બેઠો બેઠો વાંચતો હતો અને આંખ ઘેરાવાથી સુવાની તૈયારી કરતો હતો ત્યાં મ્હેં બંધુકનો અવાજ સાંભળ્યો. અવાજ બહુ મોટો ન હતો એ દબાઇ જતો હોય એવો હતો. એ સાંભળીને હું તરતજ દોડ્યો અને અર્ધી મિનીટમાં તો અહીં આવી પહોંચ્યો.'

'બારણાં ખુલ્લાં હતાં?'

'હા. એ ઉઘાડાં જ હતાં. પ્રાણજીવન તમે જુઓ છો એમ જ પડ્યો હતો! ટેબલપર મિણબત્તી બળતી હતી. મ્હેં જ થોડીવારે આ લેમ્પ સળગાવીને મિણબત્તી ઓલવી નાખી હતી.'

'તમે બીજા કોઇને જોયો નહિ?'

'ના. મ્હારી પાછળ પદ્માવતીને ઉપરથી ઉતરી આવતાં સાંભળ્યાં પણ એમને અહીં આવતાં અટકાવવા હું આ ખંડમાં આવ્યો.'

'પણ પેલો પૂલ તો રાત્રે ઉપાડી લેવામાં આવે છે ને?'

'હા. એ મેં બહાર જવા માટે નીચે ઉતાર્યો ત્યાં સુધી ઉપાડી લીધેલી સ્થીતિમાં જ હતો.'

'તો પછી ખૂની શી રીતે નાસી ગયો હશે? એ એક વિચારવા જેવી વાત છે! વખતે પ્રાણજીવનદાસે આપઘાત પણ કર્યો હોય!'

'પહેલાં અમે એમ માન્યું હતું પણ—' દેવશંકરે હવાલદારને એક બાજુ લઇ જઇને એક બારીનો પડદો ખસેડી એ ઉગાડી ને કૈંક બતાવીને કહ્યું: 'આ જોયું?' એમ કહીને એનાપર ફાનસનો પ્રકાશ પાડયો. લોહીમાં જોડા કે બૂટ ભિંજાયા હોય અને પગલાં પડે એવાં બે પગલાં ત્યાં પડેલાં હતાં. 'એ ઉપરથી સમજાય છે કે કોઈ ત્યાં આગળ થઇને બહાર ગયું છે. એટલે અમને લાગ્યું કે એમનું કોઇએ ખૂન કર્યું છે.'

'તમે એમ કહો છો કે કોઇ ખાઇમાં પડીને બીજી બાજુ ગયું?'

'એમ જ.'

'તો પછી તમે કહો છો કે અવાજ સાંભળીને અર્ધી મીનીટમાં તમે અહીં આવ્યા તો તે વખતે એ માણુસ ખાઇમાં જ હોવો જોઇએ.'

'એ બાબત મ્હને શંકા જ નથી. હું ઇચ્છુ છું કે અહીં આવ્યો તેવો જ બારી આગળ જઇને મ્હેં જોયું હોત, પણ એવે વખતે માણુસની બુદ્ધિ બહેર મારી જાય છે. વળી પડદો બંધ કરેલો હતો એટલે એ વિચાર મ્હને ન આવ્યો. એટલામાં વળી પદ્માવતીને આવતાં સાંભળ્યાં તેથી મ્હારૂં ધ્યાન પણ એમના તરફ અને એમને અહીં આવતાં રોકવા તરફ ખેંચાયું.'

'એમને અહીં આવવા ન દીધાં એ ઠીક જ કર્યું. આ દેખાવ જોઇને કાળજું છળી જાય!' ડૉક્ટર મ્હેતાએ કહ્યું. 'આવો ભયં-

ક્રર દેખાવ મ્હેં આટલાં વર્ષો થયાં પણ બીલકુલ જોયો જ નથી.'

'તમે કહો છો કે એ માણસ ખાઇમાં ઉતરીને નાસી ગયો—' હવાલદારે પોતાની અક્કલનો ઉપયોગ કરવા માંડ્યો. 'એ તો જાણે સમજ્યા, પણ જો પૂલ ઉંચકી લીધો હતો તો એ અંદર આવ્યો શી રીતે?'

'તે જ નથી સમજાતું ને!' દેવશંકરે કહ્યું.

'કેટલા વાગ્યે પૂલ ઉપાડી લીધેલો?'

'સાડા સાત વાગ્યે.' ગરબડે જવાબ આપ્યો.

'પણ એ રોજ છ વાગે ઉપાડી લેવામાં આવે છે એમ મ્હેં સાંભળ્યું હતું—' હવાલદારે કહ્યું.

'સાધારણ રિવાજ દહાડો આથમે ત્યારે પૂલ ઉપાડી લેવાનો છે. હમણાં દહાડો છ વાગ્યે આથમે છે એટલે છ વાગ્યે ઉપાડી લેવાય છે; પણ આજે એક બે જણને જમવા નોતર્યા હતા એટલે એમના ગયા પછી સાડા સાત વાગ્યે પૂલ ઉપાડી લીધો હતો. મ્હેં જાતે જ પૂલઉપાડી લીધો હતો.' ગરબડે ખુલાસો કર્યો.

'તો તો પછી જો કોઇપણ બહારથી આવ્યું હોય તો તે સાડા સાત વાગતા પહેલાં પૂલ ઓળંગીને આવ્યું હશે અને પ્રાણજીવનદાસ આ ખંડમાં આવ્યા ત્યાંસુધી—અગીઆર સવા અગીઆર સુધી સંતાઇ રહ્યું હશે.' હવાલદારે કહ્યું.

'એમ જ. પ્રાણજીવનદાસ. રોજ રાત્રે ચારે બાજુ જાતે તપાસ કરીને પછી જ સુઇ જતા અને એ માટે જ એ આ ખંડમાં આવેલા. પેલો માણસ એમની રાહ જોઇને જ ઉભો હશે. એ આવ્યા એટલે એણે એમના ઉપર નીચે કૂદી આવીને બહાર કર્યો. અને પછી બંદુક ફેંકી પેલી બારીએ થઇને નાસી ગયો. મ્હારૂં એવું અનુમાન છે. એ સિવાય બીજુ કૈં સમજાતું નથી.'

હવાલદારે મરનારની પાસે પડેલું એક નાનું સરખું કાર્ડ ઉંચકી લીધું. એ જમીનપર જ પડ્યું હતું. એના ઉપર ઇંગ્રેજીમાં VV એમ-

લખી એની નીચે લીટી દોરી ૩૪૧ એમ લાલ શાહીમાં લખ્યું હતું.

'આ શું છે ?' એ બતાવીને હવાલદારે પૂછ્યું.

દેવશંકરે અજાયબ થઇને એ તરફ જોયું

'મ્હારી એના પર નજર પડી ન હતી.' એણે કહ્યું 'ખૂનીએ વખતે એ રહેવા દીધું હશે કે એની પાસેથી એ પડી ગયું હશે.'

'વી. વી. ૩૪૧ એનો શો અર્થ ?' એમ કહીને હવાલદારે એ ફેરવી ફેરવીને જોવા માંડયું.

'વખતે કોઇના નામના અક્ષરો હશે. બીજું શું ? શું જુઓ છો. ડૅાક્ટર સાહેબ !'

એક બાજુએ મોટો હથોડો પડયો હતો તેના તરફ ડૅાકટરનું ધ્યાન ખેંચાયું હતું. પાસે કેટલાક ખીલા પણ પડયા હતા.

'ગઇ કાલે પ્રાણજીવનદાસ પેલી છબીઓ ટાંગી છે તેમાં કૈં ફેરફાર કરતા હતા અને તેને માટે જ એ ખીલા અને હથોડી આણ્યાં હતાં.'

'એ એમ જ રહેવા દો તો ઠીક.' હવાલદારે કહ્યું. 'આને માટે તો અમારે મુંબાઇથી પણ મદદ માગવી પડશે, કારણ કે કેસ ઘણો જ નવાઇ જેવો છે, માટે કોઇ પણ ચીજ ખસેડવાની નથી.'

'આ શું ?' એક બારીનો પડદો બાજુએ ખસેડતાં હવાલદારની નજરે કૈંક પડવાથી એ બોલી ઉઠયો, કેટલા વાગ્યે આ પડદા નાખી દેવામાં આવે છે ?'

'અંધારૂ થાવ એટલે. અંદરના પ્રકાશને લીધે બહારથી જીવડાં ન આવે તે માટે ખાસ કરીને બત્તી કરતાં પહેલાં નાખી દેવાનો રિવાજ છે.'

'અને પડદા નાખી દીધા પછી જ કોઇ અહીં આવીને છૂપાઇ રહ્યું લાગે છે.' એમ કહીને કાદવવાળા બૂટના પડેલાં પગલાં એણે બતાવ્યાં. તમારી વાત ખરી લાગે છે દેવશંકરભાઇ ! સાડાસાત પહેલાં કોઇ પૂલ પર થઇ આ તરફ આવી ગયું હશે અને છાનુમાનું આ પડદાની પાછળ સંતાઇ ગયું હશે. સંતાવા જેવી બીજી જગ્યા

નહિ મળી હોય તેથી કે પછી આજ એને મળી ગઇ હશે તેથી, ગમે તે માણસ અહીં છૂપાઇ ગયેલું. એની દાનત ચોરી કરવાની હશે પણ પ્રાણજીવનદાસ આવી લાગ્યા એટલે એમનું એ ખૂન કરીને નાઠો હશે.'

'મ્હને પણ એમ જ લાગે છે.' દેવશંકરે કહ્યું, 'પણ આપણે ખૂનીને નાશી જવાની તક નથી આપતા? અત્યારે જ ચારે બાજુ તપાસ કરીએ તો એ પકડાય નહિ?'

હવાલદારે એ વિષે જરા વાર વિચાર કર્યો.

'સવારના ચાર વાગ્યા પહેલાં મુંબાઇ કે કોઇ તરફ જવાની ગાડી નથી. એ જો ભીંજાયલે કપડે આ ઠંડીના દિવસોમાં જાય તો કોઇનું પણ ધ્યાન ખેંચાયા સિવાય ન રહે. કોઇ પણ હિસાબે ફોજદાર સાહેબ આવે નહીં ત્યાં સુધી મ્હારાથી અહીંથી ખસી શકાય નહિ. અને બરાબર પરિસ્થીતિ જાણ્યા સિવાય એ રીતે બહાર જવું સલાહકારક નથી.'

ડૉકટરે ફાનસ લઇને મરનારનું શરીર ધ્યાન દઇને જોવા માંડયું.

'આ શાની નિશાની છે?' એમણે પૂછ્યું. 'આને તો ગુન્હાની સાથે કૈં સંબંધ નથી ને?'

મરનારના જમણા હાથે ખભાની નીચે લોકો જ્યાં યાત્રા કરતી વખતે છાપ મરાવે છે ત્યાં આગળ જ 卐 આવી રીતની સાથીઆની મોટી છાપ હતી.

'એ છૂંદણાં છૂંદે એવી રીતે નથી પાડેલી પણ ડામ દીધો હોય એવી રીતે કે પછી લોકો દ્વારકાની છાપ મરાવે છે એ રીતે છાપેલી છે. એ છાપ શા માટે મરાવી હશે?'

'મ્હને એ વિષે કૈં માહિતી નથી.' દેવશંકરે કહ્યું. 'પણ એમના શરીર પર છેલ્લાં દસ વર્ષ થયાં હું એ છાપ જોતો આવ્યો છું.

'મ્હેં પણ એ જોઇ છે.' ગરબડે ઉમેર્યું. 'ઘણી વખત શેઠ સાહેબ ન્હાવા બેસતા ત્યારે મ્હેં જોઇ છે. મ્હને પણ નવાઇ લાગતી હતી કે શેઠે એ કઇ જાત્રા કરતી વખતે પડાવી હશે?'

'તો તો એને આ ગુન્હા સાથે કૈં સંબંધ નથી એમ લાગે છે.' હુવાલદારે કહ્યું. 'પણ એ ઘણી નવાઇ જેવી છાપ છે. આ કેસની બધી યે વિગતો નવાઇ જેવી જ છે. કેમ શું છે?' ગરબડને મરનારનો હાથ જોઇ અજાયબી લાગી તે જોઇને હુવાલદારે પૂછ્યું.

'શેઠ સાહેબની હીરાની વીંટી નથી.'

'એ કઇ આંગળીએ પહેરતા?'

'ટચલી આંગળીએ.'

'એ આંગળીએ તો આ વીંટી છે ને?'

'એની નીચે એ પહેરતા.'

હુવાલદારે અજાયબીમાં દેવશંકર તરફ જોયું.

'એની વાત ખરી છે.' એણે જવાબ આપ્યો.

'એટલે તમારૂં એમ કહેવું છે કે આ સર્પાકારની વીંટીની નીચે એ હીરાની વીંટી પહેરતા?' હુવાલદારે પૂછ્યું.

'હા.'

'તો તો એમ જ થયું કે ખૂનીએ પહેલાં આ સર્પાકારની વીંટી કાઢી, પછી હીરાની વીંટી કાઢી અને પાછી સર્પાકારની વીંટી આંગળીએ ઘાલી દીધી.'

'એમ જ.'

હુવાલદારે ડોકું હલાવ્યું. એ વાત બંધ બેસતી ન લાગી.

'ખરેખર! ઘણો જ ભેદી મામલો લાગે છે! વસંતરાય સાહેબ ઘણા બાહોશ છે પણ હું નથી ધારતો કે એમનાથી આનો ભેદ ઉકલે કે બધું સમજી શકાય. મુંબાઇથી મદદ મેળવ્યા સિવાય છૂટકો જ નથી. આવા કેસમાં આપણું તો ભેજું નથી ચાલતું.

અને એણે પોતાનો મત પ્રમાણિકપણે દર્શાવ્યો હતો.

*

# અંધકાર

રાતના ત્રણેક વાગ્યે વસંતરાય ફોજદારની સ્વારી રંગભુવનમાં આવી પહોંચી. એનું થાણું વિલાસપુરમાં હતું. રંગપુરના થાણામાં એક હવાલદાર અને ચાર સિપાઇઓ હતા. હવાલદારે જતાં જતાં એક સિપાઇને ફોજદારને બોલાવવા રવાના કર્યો હતો, અને એ ખબર સાંભળીને બનતી ઉતાવળે એ રંગપુર આવવા નીકળ્યા હતા.

રંગભુવનમાં આવતાં વેંત જ એને હવાલદારે બધી હકીકતથી માહીતગાર કર્યો. હકીકત સાંભળીને એની ખાત્રી થઇ ગઇ કે કેસ ગંભીર પ્રકારનો હતો અને મુંબાઇથી તાકીદે મદદ મેળવવાની જરૂર હતી. સવારની પહેલી લોકલમાં છૂપી પોલીસ તરફ અને પોતાના ઉપરી તરફ એમ બે ચીઠ્ઠીઓ એણે રવાના કરી. એ સાથે એક

ચીઠ્ઠી પોતાના મિત્ર રામરાય બક્ષીને પણ મોકલી અને બને તો આ કેસ હાથમાં લેવા અને પોતાની સાથે જયંતને લઇ આવવા વિનંતી કરી.

જયંતનું નામ અત્યાર સુધીમાં પ્રખ્યાત થયું હતું અને અણીના પ્રસંગે પોલીસ અમલદારોને એની મદદ લેવાનું મન થતું. મામલો ગંભીર જોઇને સ્વાભાવિક રીતે વસંતરાયને એ નિષ્ણાતની મદદ માગવાની ઇચ્છા થઇ અને તે મુજબ રામરાયને આગ્રહપૂર્વક લખ્યું.

*

અને હવે વાંચનાર મિત્ર! રંગભુવનની માહિતી જે મ્હને ત્યાં ગયા પછી મળી હતી તે બધા પ્રસંગો યથાસ્થિત સ્હમજાય તે હેતુથી આપીને મ્હારી મૂળ શૈલીમાં આગળના બનાવો આપું છું. મ્હારી પ્રત્યક્ષ હાજરી હોય એ સંજોગોમાં આ શૈલીનો ઉપયોગ મ્હને સાધારણ રીતે ઘણો અનુકૂળ છે. જ્યારે કોઇ બનાવ મ્હારી પરોક્ષ બન્યો હોય ત્યારે મ્હારે એમાં ફેરફાર કરવો પડે છે જો કે એ મ્હારા સ્વભાવથી વિરૂદ્ધ છે તો પણ.

અમે જેવા રંગપુર ગયા તેવો જ વસંતરાયે અમને આવકાર આપ્યો. જયંતને જોઇ એ ઘણો ખુશી થયો.

'આપને લાયકનો જ કેસ છે જયંતરાય! ખરેખર! ઘણો જ ભેદી મામલો છે. જરાક જાણ થશે ત્યાં તો છાપાવાળા તીડની પેઠે ઉમટ્યા સિવાય નહિ રહે! વખતે એ લોકો આપને હેરાન કરે તે પહેલાં આપ આટોપી પણ નાખો! આપની અજબ શક્તિ માટે મ્હેં બહુ સાંભળ્યું છે. ડૉક્ટર સાહેબ! 'મ્હારા તરફ ફરીને એણે કહેવા માંડ્યું. 'મ્હારી ખાત્રી છે કે આ કેસ પુરો થતાં આપના ધંધાદારીઓને પણ ઘણું જાણવાનું મળશે. આ તરફ, સાહેબો! મ્હેં આપને માટે ખાસ બંગલાની સવડ કરી છે. કોણ જાણે વખતે ઓછુવત્તુ રહેવું પડે તો બરાબર સગવડ કરી સારી! મુંબાઇ કરતાં અહીંઆં વધુ સવડ થઇ શકે એટલું તો ખરૂં. ત્યાંના કરતાં પોલીસને અહીં જરા વધારે માન મળે છે!'

વસંતરાય ઘણોજ વાચાળ માણસ હતો. દસ મિનિટમાં તો તેણે અમારે માટે એણે વ્યવસ્થા કરી હતી ત્યાં અમે પહોંચી ગયા. બીજી દસેક મિનિટમાં અમે જરા ઠીકઠાક થઇને બેઠા અને વસંતરાયે ગયા પ્રકરણમાં વર્ણવેલી વિગતો અમારી પાસે રજૂ કરી. રામરાયે વચ્ચે વચ્ચે કેટલીક વિગતો નોંધી લીધી જ્યારે જયંતે એ બધી યે ધ્યાન દઇને સાંભળી લીધી.

'ઘણું જ નવાઇ જેવું !' આખી વાત સાંભળ્યા પછી જયંતે કહ્યું. 'આવો કેસ ભાગ્યે જ બન્યો હશે ! ઘણો ભેદી મામલો લાગે છે.'

'મ્હેં ધાર્યું હતું કે આપ એમ જ કહેશો.' વસંતરાયે કહ્યું. 'અમારી શક્તિની બહારની વાત બની ગઇ છે સાહેબ ! સવારે ચારેક વાગ્યે જ્યારે મ્હેં અહીં આવીને હવાલદાર પાસેથી ચાર્જ લીધો ત્યારે મ્હેં કહી તે મુજબ પરિસ્થીતિ હતી. શામરાવ હવાલદાર ઘણો ચાલાક માણસ છે. એણે ઘણી જરૂર વિગતો મેળવી હતી એ બધી મ્હેં તપાસી લીધી અને તેમાં કેટલોક ઉમેરો કર્યો.'

'બીજી કઇ વિગતો ઉમેરી ?' આતુરતાથી જયંતે પૂછ્યું.

'પહેલાં તો પેલી હથોડી મ્હેં તપાસાવી જોઇ. ડૉકટર મ્હેતાએ મ્હને એમાં મદદ કરી. એના ઉપર અમને કોઇ જાતનાં નિશાન ન જડ્યાં. મ્હેં ધાર્યું હતું કે જો પ્રાણજીવનદાસે સ્વ-બચાવ અર્થે પણ એનો ઉપયોગ કર્યો હોય તો એના પર કૈં નિશાની પડ્યા સિવાય ન રહે. એવી કૈં નિશાની ન હતી અને એનો એવી રીતે ઉપયોગ થયો ન હતો એમ મ્હારી ખાત્રી થઇ.'

'પણ એ તપાસ પર આધાર રાખવા જેવો નથી.' રામરાયે કહ્યું. 'કેટલાક એવા પણ કેસ થયા છે કે જેમાં હથોડી કે હથોડાનો ઉપયોગ થયો હોય છતાં એના ઉપર જરાપણ ડાઘો કે નિશાન ન પડ્યું હોય.'

'બરાબર છે. એ પરથી એમ પુરવાર નજ થઇ શકે કે એનો ઉપયોગ થયો નથી. પણ એના પર કૈંક ડાઘ કે બીજાં નિશાન

પડયાં હોય તો તે આપણને ઉપયોગી થઇ શકે. એ બધું ધ્યાન રાખીને મ્હેં બારીકીથી જોવા છતાં એવું કૈંજ જણાયું નહિ. ત્યાર બાદ પેલી બંદુક જોઇ. એમાં 'બક–શૉટ' કારતુસ હતા અને હમણાં જ શામરાવે કહ્યું તેમ એના બે ઘોડા તારથી બાંધી લીધા હતા. બે કારતુસ એકી સાથે ફૂટે અને જોઇએ તેવી અસર થાય એવો એનો હેતુ હશે. એણે એમ પણ ખાત્રીપૂર્વક માન્યું હશે કે જેની સામે એ ફોડવામાં આવે એ ભાગ્યે જ બચી શકે. એ બે ફૂટ જેટલી લાંબી છે. અને કોઇ ચોરી છુપકીથી લઇ જવા માંગે તો સહેલાઇ લઇ જઇ શકે એમ છે. એના બનાવનારનું નામ એના પર બરાબર નથી. અડધેથી કાપી નાખેલું છે. એના પહેલા ત્રણ ઇંગ્રેજી અક્ષરો દેખાય છે.'

'કયા અક્ષરો છે?' જયંતે પૂછ્યું.

'સી, ઇ, એન.'

'સી મોટી અને ઇ, એન, નાના?'

'એમ જ.'

'કેનીયા સ્મોલ આર્મ કંપની—આફ્રિકાની જાણીતી કંપની છે.' જયંતે કહ્યું.

વસંતરાય મ્હારા મિત્ર તરફ તાકીને જોઇજ રહ્યા. જરા વારમાં જયતે એમને મનથી મોટો કોયડો ઉકેલ્યો હતો.

'એ બહુ ઉપયોગી થઇ પડશે. જયંતરાય! આપની વાત ખરી લાગે છે. બહુ અજાયબીની વાત! તે આપને દુનિયાના બધા બંદુકવાળાનાં નામ મોઢે છે?'

જયંતે એ તરફ ધ્યાન ન આપ્યું.

'એ આફ્રિકન બંદુક છે એ બરાબર સમજાયું.' વસંતરાયે કહ્યું. 'હવે યાદ આવે છે કે આફ્રિકાથી લોકો પેટીઓમાં છૂપાવીને એવી બંદુકો લાવે છે. મ્હને જરા વિચાર તો આવેલો પણ ખાત્રી ન હતી. આ ઉપરથી એમ જણાય છે કે જે માણસ

અહીં આવીને છૂપાઇ ગયો અને લાગ જોઇને ખૂન કર્યું તે આફ્રિકા જઇ આવેલો હતો.'

રામરાયે ડોકું ધુણાવ્યું. 'તમે તો ઘણા આગળ દોડતા લાગો છો ! હજી તો કોઇ અજાણ્યો માણસ ઘરમાં આવ્યો કે છૂપાયો એની તો ખાત્રી યે નથી.'

'પેલી ખુલ્લી બારી, લોહીવાળાં પગલાં, વિચિત્ર કાર્ડ, ખૂણાં-માનાં કાદવ વાળાં નિશાન અને બંદુક, એટલા સાક્ષી તો છે.'

'અને એ બધાય ઉભા કરી શકાય એવા સાક્ષી છે. એમના પર ઝાઝો આધાર રાખવા જેવું નથી. પ્રાણજીવનદાસ લાંબો વખત આફ્રિકા ખાતે રહ્યા છે, દેવશંકરે પણ ત્યાં જ કેટલાંય વર્ષ ગાળ્યાં છે એટલે આફ્રિકાની ચીજો માટે એ તરફના બીજા કોઇ માણસની હસ્તી શોધવાની જરૂર નથી.'

'ગરબડ રસોયો—'

'એનું શું છે ? કેવો માણસ છે ?'

'ભરોસાપાત્ર માણસ છે. દશ વરસ સર ધનવંત મ્હેતાને ત્યાં હતો. પાંચ વર્ષથી પ્રાણજીવનદાસ સાથે છે. એણે આ જાતની બંદુક ઘરમાં કોઇ દિવસ જોઇ નથી.

'બંદુક પોતે જ કહી આપે છે કે એ છૂપી રીતે રાખવા માટે કપાયેલી છે. બનવા જોગ છે કે એ કોઇ પેટી પટારામાં રાખી મૂકી હોય તો એની નજરે ન પણ પડી હોય. ઘરમાં શું છે ને શું નહિ તેની કાંઇ ઓછી જ એને બધી ખબર પડે છે ! એ શી રીતે સોગનપૂર્વક કહી શકે કે બંદુક ઘરમાં હતી જ નહિ ?'

'પણ એણે કોઇ દિવસ જોઇ જ ન હતી.'

રામરાયે ડોકુ હલાવ્યું એના મગજમાં એ કાંઇ જ ઉતરતું ન હતું. ઘરમાં ત્રાહિત માણસની હસ્તી વિષે એને શંકા હતી.

'હું નથી માનતો કે કોઇ અજાણ્યો માણસ ઘરમાં ઘુસી ગયો હોય. જરા વિચાર તો કરો કે અજાણ્યો માણસ એ રીતે આ

બંદુક સાથે ઘરમાં ઘુસી જાય અને આવી રીતે ખૂન કરી જાય ને પાછળ આટલી નિશાની રાખી જાય એ તમારા મગજમાં કેમ ઉતરે છે? તદ્દન અસંભવિત! સાદી સમજથી વિરૂદ્ધ વાત છે. આપનો શો અભિપ્રાય છે જયંતરાય!'

'જરા વિગતવાર તમારા મુદ્દા સમજાવો તો–' જયંતે સૂચના કરી.

'ધારો કે એવી રીતે કોઇ ત્રીજો માણસ ઘરમાં ઘુસ્યો હતો તો એ ચોર ન હતો. પેલી વીંટીની વાત જરા વિચિત્ર છે. એ સિવાય કોઇપણ ચીજ એણે લીધી નથી. પેલું વિચિત્ર કાર્ડ બતાવે છે કે એનું આગમન ખાનગી વેરની તૃપ્તિ માટે હતું. હવે બીજો વિચાર કરીએ. એ માણસ એ વેરની તૃપ્તિ માટે ખૂન કરવાના ઇરાદાથી ઘરમાં ઘુસે છે. એ જો જાણતો હોય તો એને ખબર હોવી જ જોઇએ કે આ મકાનની ચારે બાજુ ખાઇ છે; અને એમાંથી એકાએક નાસી છૂટવું કે છટકી જવું પણ અઘરૂં છે. એ સંજોગોમાં એ ખૂન માટે કેવા હથીઆરની પસંદગી કરે? તમને નથી લાગતું કે બિલકુલ અવાજ ન થાય એવું હથીઆર એ ઉપયોગમાં લે? એવી પસંદગી પછી જ એનું કામ પતી ગયે એ છાનોમાનો છટકી જઇ શકે. અને ખાઇમાં થઇને ચાલ્યો જાય. આ તો સમજાય એવી વાત છે ને? પણ આ બધું જાણ્યા છતાં એ ત્રાહિત માણસ ખૂનના ઇરાદાથી જ્યારે આ ઘરમાં ઘુસે ત્યારે આવુ એકાએક મોટો અવાજ કરે અને ચારે બાજુ ખબર આપે એવું હથીઆર લઇને શા માટે આવે? અવાજ થાય કે તરતજ બધા માણસો ચેતી જાય કે દોડી આવે અને એને નાસી જવાનો વખત પણ ન મળે. એ ખાઇ ઓળંગતો હોય ત્યાં તો બધા દોડા દોડી કરી મૂકે અને એ પકડાઇ પણ જાય. હવે સમજાય છે કે ત્રાહિત માણસની હાજરીનો વિરોધ હું શાથી કરૂં છું?'

'બરાબર છે! તમે તમારી વિગતો સુંદર રીતે રજુ કરી છે.'

મ્હારા મિત્રે જવાબ આપ્યો. 'એ ધ્યાન દેવા જોગ છે એની ના ન કહી શકાય. મી. વસંતરાય, તમે ખાઇની બીજી બાજુ તપાસ કરી ? કોઇ માણસે ખાઇ વટાવી હોય એવાં ચિન્હ છે ખરાં ?'

'એવાં ચિન્હ છે નહિ. પણ એ બાજુએ પથ્થરની દિવાલ છે અને એવાં ચિન્હ ભાગ્યે જ પડે.'

'પણ કોઇના પગલાં કે બીજી કોઇ નિશાની ?'

'તે પણ નથી.'

'એમ ! તો તો આપણે તરત જ રંગભુવનમાં જવું જોઇએ. વખતે કેટલીક ન્હાની વિગતો હોય અને તે ઉપયોગી થઇ પડે. જેટલો જલદી એનો ઉપયોગ કરવામાં આવે તેટલી એ વધુ ખબર આપે. વખત ગયે એ હાથ ન લાગે.'

'હું પણ એમ જ કહેવા જતો હતો. જયંતરાય ! પણ મ્હને એમ થયું કે ત્યાં જતાં પહેલાં આપની પાસે બધી વિગતો રજૂ કરી હોય તો સારી. પણ—' વસંતરાયે જયંત તરફ જરા ન સમજાય એવી રીતે નજર કરીને રામરાય તરફ જોયું.

'મ્હેં બે ત્રણ વખત જયંતરાય સાથે કામ કર્યું છે.' રામરાયે વસંતરાયની નજરનો અર્થ સમજીને જવાબ આપ્યો. 'એ જ્યારે મ્હારી સાથે હોય ત્યારે મ્હારી જવાબદારી ઓછી થઇ જાય છે. કેસનું સુકાન એમના હાથમાં જ રહે છે.'

'અને ખરૂં પૂછો તો—' જયંતે જણાવ્યું. 'કોઇ પણ કેસ હું હાથ ધરૂં છું તેમાં ન્યાય બને તેટલો સરલ થઇ શકે એ રીતે પોલીસને મદદ આપવાનું મ્હારૂં ધ્યેય હોય છે. પોલીસથી જો હું કોઇ વખત છૂટો પડ્યો હોઉં તો એનું કારણ એજ હોય છે કે પહેલાં એ મ્હારાથી છૂટા પડીને સ્વતંત્ર રીતે કામ લેવા માગે. મ્હારી રીતભાત પણ સ્વતંત્ર રીતે અને મ્હારી મરજી મુજબ કામ કરવાની છે અને મ્હારા કામનું પરિણામ પણ મ્હને ઠીક લાગે ત્યારે જ જણાવું છું. કકડે કકડે કહેવું મ્હને પસંદ નથી. જે કહું તે છેક

છેલ્લી વખતે અને સંપૂર્ણ. આ કારણથી પણ કોઇને મ્હારી સાથે કામ કરવું ન પાલવે એ બનવા જોગ છે.'

'પણ આપણે તો બનતી રાશ છે.' રામરાયે કહ્યું. 'ઉલટા પોલીસે તો આપની હાજરીથી માન મળ્યું સમજવું જોઇએ; અને જેટલી બને તેટલી મદદ આપીને આપનું કામ સરળ કરી આપવું જોઇએ. ચાલો ડૉક્ટર સાહેબ!' એમણે મ્હારા તરફ ફરીને કહ્યું. 'તમે તો મુંગામુંગા કામ કરતા લાગો છો! વખત આવ્યે અમને ભૂલી ન જતા! થોડી સરખી જગ્યા અમારા માટે પણ આપનાં પુસ્તકોમાં રાખજો.'

ધીરે ધીરે અમે બધા રંગપુરના રસ્તાઓ વટાવતા ચાલ્યા.

છેવટે પેલું પુરાણું રંગભુવન નજરે પડયું. એનું વર્ણન આગળ આવી ગયું છે.

'પેલી બારી.' રંગભુવન પાસે આવતાં જ વસંતરાયે આંગળીથી એક ઉઘાડી બારી બતાવી. 'પુલ પાસેની પહેલી બારી છે તે. જમણી બાજુએ. કાલ રાત્રે ઉઘાડી હતી તેમ જ હજી પણ એ એમને એમ જ પડી છે.'

'એ માણસને પેસી નીકળવા માટે જરા સાંકડી લાગે છે!'

'પણ એ માણસ જાડો ન હતો. એ નિર્ણય પર આવવાને આપના અનુમાનની મદદ નહિ જોઇએ જયંતરાય! મ્હારા તમારા જેવો માણસ એમાં થઇને ખુશીથી જઇ શકે.' જયંત બારીની નજીક ગયો અને ધ્યાન દઇને જોયું. પછી એણે પત્થરની દિવાલ તપાસી અને તેની નજીકના ઘાસ પર નજર નાખી.

'એ બધું યે હું તપાસી ગયો છું.' વસંતરાયે કહ્યું. ત્યાં કાંઇ જ નથી. કોઇ માણસ એ રસ્તે બહાર આવ્યાનાં ચિન્હ જ નથી. પણ એ એવી નિશાની શા માટે રહેવા દે?'

'બરાબર છે. શા વાસ્તે રહેવા દે! આ પાણી હંમેશાં આવું ડહોળું રહે છે?'

'ઘણું ખરૂં આવું રહે છે. ઝરો ખાઇમાં દાખલ થાય છે ત્યાં એક નાનું સરખું તળાવ છે અને ત્યાંથી પાણી ડહોળું થઇને આવે છે.'

'ખાઇ કેટલી ઉંડી છે?'

'આજુબાજુ બેએક હાથ અને વચ્ચે ત્રણ હાથ.'

'તો પછી કોઇ એ ઓળંગતાં ડુબી જાય એ વિચાર બાજુએ રાખવો પડશે.'

'જરૂર. એ ઓળંગવી મુશ્કેલ નથી.'

અમે પુલપર થઇને આગળ ચાલ્યા. એ સંચાકામને આધારે ઉંચો નીચો થઇ શકતો. અમને એક ખડતલ પણ વૃદ્ધ ઉમરના માણસે દાખલ થતાં મુંગો આવકાર આપ્યો. એ ગરબડ રસોયો હતો. એનો ચહેરો સફેદ પુણી જેવો થઇ ગયો હતો.

હજી પેલા ખંડમાં—જ્યાં આ બનાવ બન્યો હતો ત્યાં શામરાવ હવાલદાર બેસી રહ્યો હતો. ડૉકટર મ્હેતા ચાલ્યા ગયા હતા.

'કૈં નવા જુની શામરાવ?' વસંતરાયે દાખલ થતાં વેંત જ પૂછ્યું.

'કૈં નથી. સાહેબ!' હવાલદારે સલામ કરીને જવાબ આપ્યો.

'હવે તમે જાવ. ઘણો વખત તમારે થોભવું પડયું. જરૂર હશે તો બોલાવીશું. ગરબડને બહાર ઉભા રહેવા કહેજો અને અને એને, દેવશંકરને તથા પદ્માવતી બાઇને હમણાં બોલાવીશું માટે તૈયાર થાય એમ ખબર આપવા કહેતા જજો. કાશીનું પણ કામ પડશે. હવે સાહેબો! આપ કૃપા કરીને મ્હારા વિચાર અને અનુમાન સાંભળી લેશો અને પછી આપને જે તપાસ કરવી યોગ્ય લાગે તે કરશો.'

વસંતરાયે મ્હારા પર સારી છાપ પાડી. બીજા અમલદારો જેવો તે ન હતો. એ દરેક વાતનો વિચાર કરી જોતો અને પોતાની સાદી સમજને કાંટે જોખીને પછી જ એની કિંમત આંકતો. મ્હને એ રીત ઘણી ગમી.

'આપણે પહેલો વિચાર એ કરવાનો છે કે આ કેસમાં શું થયું છે ? આપઘાત કે ખૂન ? જો એ આપઘાત હોય તો મરનારે આપઘાત કરવાનો વિચાર કરીને પેલી વીંટી કાઢી નાખીને છૂપાવી. પછી એ એવે વખતે નીચે આવ્યો કે જ્યારે બધાં માણસો જાગતાં હોય, પછી એણે પેલા ખૂણામાં કાદવવાળાં પગલાંનાં નિશાન પાડયાં કે જેથી સૌને એમ લાગે કે ત્યાં કોઇ છૂપાઇ રહ્યું હતું, પછી બારી ઉઘાડી અને એના પર લોહીનાં—'

'એ વિચાર જ પડતો મૂકવા જેવો છે.' રામરાયે વચ્ચેથી કહ્યું.

'હું પણ એમજ માનું છું. આપઘાતનો સવાલ બાજુએ મુકવો જ પડશે. તો પછી ખૂન થયું છે એ નિર્ણય પર આવી શકાય. હવે જોવાનું એ છે કે ખૂન શી રીતે થયું ? ઘરમાંના જ કોઇ માણસે ખૂન કર્યું છે કે પછી બહારથી કોઇ માણસે આવીને ખૂન કર્યું છે એનો નિર્ણય કરવાનો રહે છે.'

'ઠીક. એ વિષે તમારૂં વિવેચન શું છે ?'

'બન્ને બાજુ ઘણી બાબતો વિચાર કરવા જેવી છે; છતાં એ બમાંથી એક રસ્તે ખૂન થયું છે એ તો ચોક્કસ. સૌથી પહેલાં આપણે એ વિચાર કરીએ કે ઘરમાંના જ કોઇ માણસ કે માણસોએ આ કામ કર્યું છે. તેમણે મરનારને અહીં એવે વખતે આણ્યો કે જ્યારે ઘરમાં બધાં માણસો સૂઇ જવાની તૈયારી કરતાં હોય પણ ઉંઘી ગયાં ન હોય. પછી તેમણે એક વિચિત્ર કામ એ કર્યું કે સૌથી મોટો અવાજ કરે એવા હથીઆર વડે મરનારનું ખૂન કર્યું. એ હથીઆર ઘરમાં તે પહેલાં કોઇની નજરે પડયું ન હતું. આપણી વિચારશ્રેણી આગળ વધારવા માટે એ યોગ્ય ભૂમિકા લાગે છે ખરી ?'

'ના. એ બનવા જોગ નથી.'

'તો પછી હવે છેતરટના મુદ્દા પર વિચાર કરવાનો રહે છે. દરેક જણ કહે છે—કબુલ કરે છે કે અવાજ થતાંની સાથે એક જ મિનિ-

ટમાં બધા આ ખંડમાં એકઠા થઇ ગયા હતા. સૌથી પહેલાં દેવશંકર પછી ગરબડ અને બીજા નોકરો પણ. એ એક જ મિનિટમાં ખૂનીએ શું કર્યું તે જોઇએ. એણે પેલા પડદા પાછળ ખૂણામાં કાદવવાળા પગનાં નિશાન પાડયાં, બારી ઉઘાડી. ત્યાં આગળ લોહીવાળાં પગલાંનાં નિશાન પાડયાં, મરનારની આંગળીએથી એ વીંટી કાઢી ને એક પાછી પહેરાવી અને એ બધું એણે એક જ મિનિટમાં કર્યું. એ માની શકાય એવી વાત લાગે છે ખરી? એ પણ અસંભવિત જેવું નથી?'

'તમે બધી વિગતો ઘણી સરસ અને સરળતાથી રજૂ કરી છે.' જયંતે કહ્યું. 'તમારા અનુમાનો સાથે હું મળતો થાઉં છું.'

'સારી વાત છે! હવે આપણે છેલ્લા મુદ્દા પર જરા વધુ ધ્યાન આપીએ. પહેલા બે કરતાં એ જરા વધુ ધ્યાન દેવા જોગ છે. જો કે કેટલીક ગુંચવણો એમાં છે એની ના નહિ પણ બીજા કરતાં એ કૈંક સરળ છે. એ ગુંચવણો એવી નથી કે જેને માટે પુરતો વિચાર કે તપાસ ન થઇ શકે. આ માણસ સાંજના વખતે મ્હેમાન હતા અને તેમને ખાતર મોડેથી પૂલ ઉપાડવામાં આવ્યો એ તકનો લાભ લઇને છાનોમાનો ઘરમાં દાખલ થયો અને સૌથી પહેલાં આ ખંડ નજરે પડવાથી એમાં જ પેલા ખૂણામાં પડદા પાછળ સંતાઇ રહ્યો. આવનાર વખતે સાધારણ ચોર કે બદમાશ હોય, કે પછી એને પ્રાણજીવનદાસ સાથે પહેલાંની જ કૈં અદાવત હોય; કારણ કે પ્રાણજીવનદાસ વર્ષો સુધી આફ્રિકામાં રહ્યા છે અને આ બંદુક પણ એ તરફની આયાત છે એટલે બન્ને વચ્ચે ખાનગી અદાવત હોય એ વધુ સંભવિત છે. એ પેલા પડદા પાછળ મોડે સુધી સંતાઇ રહ્યો અને જ્યારે પ્રાણજીવનદાસ આ ખંડમાં આવ્યા ત્યારે એ એકાએક સંતાવાની જગ્યાએથી નીકળ્યો અને એમની સાથે કૈંક વાતચીત કરી. એ વાતચીત થોડીક જ વાર થઇ હોવી જોઇએ કારણ કે પદ્માવતીબાઇ કહે છે કે એમની પાસેથી મરનાર 'આવું છું'

કહીને ગયા પછી થોડીક જ વારે ધડાકો સંભળાયો.'

'મીણબત્તી પણ એમ જ દર્શાવે છે.' જયંતે કહ્યું.

'હાજી. મીણબત્તી નવી જ હતી અને એમણે નીચે આવતી વખતે એ સળગાવી હતી. એ અર્ધા ઇંચથી વધારે બળી નથી હુમલો થતા અગાઉ એ એમણે ત્યાં મુકી હશે નહિતર એ એ સ્થિતિમાં ન હોત. એ ગબડી ગઇ હોત. એ બતાવે છે કે આ ખંડમાં આવતાં વેંત જ પ્રાણજીવનદાસ પર હુમલો થયો ન હતો. દેવશંકરે આવીને તરત જ બત્તી બુઝાવી ને લેંપ સળગાવ્યું.'

'એ બધી વિગતો સરળ છે.'

'અને આપણે એ જ રીતે બીજી વિગતો પણ ગોઠવીએ. પ્રાણજીવનદાસ આ ખંડમાં આવે છે. પણે મીણબત્તી મૂકે છે. પડદા પાછળથી એક માણસ એમની પાસે આવે છે. એની પાસે પેલી બંદુક છે. એ ભરેલી છે. એ પ્રાણજીવનદાસ પાસે પેલી વીંટીની કે કોઇ ચીજની માગણી કરે છે. જરા આનાકાની સાથે પ્રાણજીવનદાસ એને એ આપે છે. પછી એકાએક બોલાચાલીમાં બે જણ વચ્ચે બાથંબાથા થઇ—એ વખતે પ્રાણજીવનદાસે હથોડીનો ઉપયોગ કર્યો હોય એ સંભવિત છે—પછી પેલો પ્રાણજીવનદાસને સખત રીતે ઘાયલ કરે છે —મારી નાખે છે. એ પેલું કાર્ડ તથા બંદુક ફેંકીને બારી તરફ દોડે છે. બારીએ થઇને ખાઇમાં પડે છે ને કુદીને નાસી જાય છે. જે વખતે દેવશંકર આવી પહોંચે છે તે વખતે તો એ ખાઇ ઓળંગી ચૂકયો હોય છે. આપને આ વિચારશ્રેણી કેમ લાગે છે જયંતરાય?'

'ઘણી જ રસિક પણ જરાક અજુક્તિ.'

'ભલા માણસ! અજુક્તિ લાગે પણ બીજી તો સાવ અસંભવિત લાગતી હતી તેનું કેમ!' રામરાયે વચ્ચે જ કહ્યું. 'નાસી જવાનો એક માત્ર ઉપાય શાંતિ જાળવવાનો અને શાંત હથીઆરનો ઉપયોગ કરવાનો હતો તેને બદલે એણે આ બંદુક શા માટે પસંદ કરી એ વિગેરે અજુક્તિનો તોડ કાઢવાનું આપણું કામ છે. એ ન હોય તો

આપણો ભાવ પણ કોણ પૂછે મ્હારા સાહેબ !'

જયંત બધી વિગતોને એની બુદ્ધિની કસોટીએ ચડાવતો બેઠો અને વિચારવમળમાં ડૂબી ગયો.

'કૈં પણ નિર્ણય પર આવતા પહેલાં હજી કેટલીક વધુ વિગતોની જરૂર છે મી. રામરાય !' થોડીવારે એણે કહ્યું. એ એકાએક ઉઠયો અને મરનારનું શરીર તપાસવા લાગ્યો. 'ખરેખર ! આ બધા ઘા ઘણા ભયંકર છે ! જરા ગરબડને બોલાવશો ?...ગરબડ, આ વિચિત્ર નિશાની તેં તારા શેઠના હાથ પર ઘણી વખત જોયેલી ખરૂં ને ?' એમ કહીને એણે મરનારના ખભા આગળની સાથીઆની છાપ બતાવી.

'હા સાહેબ. બહુ યે વખત.'

'એ શાની છાપ હતી એનો તને કદિ વિચાર આવેલો ખરો ?'

'ના જી.'

'એ પડાવતી વખતે ઘણું દુઃખ થયું હશે એમ તને નથી લાગતું ? અરે આ એમની દાઢીએ આ શું લગાડેલું છે ? એ તેં પહેલાં જોયું હતું ?'

'હા જી. કાલે હજામત કરતાં જરા કાપ મુકાઇ ગયેલો તેના પર એમણે કંક દવા લગાડેલી 'પલાસ્તર' કે એવું જ કંક કહે છે મ્હને તો નામે ય યાદ નથી.'

'આ પહેલાં કોઇ વખત એવી રીતે કાપ મુકાઇ ગયેલો તને યાદ છે ?'

'ના સાહેબ.'

'ઠીક !' જયંત બોલી ઉઠયો. 'બનવા જોગ છે કે એ કાં તો અકસ્માતથી જ મુકાઇ ગયો હોય કે પછી જ્ઞાનતંતુની નબળાઇને લીધે થઇ ગયો હોય. જો એ જ્ઞાનતંતુની નબળાઇને લીધે થયો હોય તો એનું કારણ એટલું જ માની શકાય કે એને આવતા ભયની આગાહી મળી હતી. ગઇ કાલે એમના વર્તનમાં તને કૈં નવાઇ જેવું લાગતું હતું ? ગરબડ !'

'મ્હને એમ લાગેલું કે એ જરા અધીરા થઇ ગયા હતા અને ચીઢીયા પણ.'

'એમ! તો પછી આ હુમલો અણચીંતવ્યો અને અણધાર્યો નહિ જ હોય. ચાલો ઠીક થયું, કેમ રામરાય, તમને નથી લાગતું કે આ વિગતો પણ કૈંક પ્રકાશ પાડે છે? હવે તમે પૂછો.'

'નારે ના! આપને એકવાર કામ સોંપ્યા પછી વચ્ચે માથું મારવાની જરૂર શી!' રામરાયે પોતાને માથેથી ભાર ઉતારી નાખ્યો.

'ઠીક. હવે ગરબડ! આ કાગળ જો તો. એના જેવો જાડો કાગળ ઘરમાં છે ખરો?'

'મ્હને નથી લાગતું કે ઘરમાં હોય.'

જયંત ટેબલ પાસે ગયો અને શાહી તપાસી. થોડી શાહી એણે બ્લૉટિંગપેપર પર પાડી જોઇ. એક ખડીઆમાં લાલ અને બીજામાં કાળી શાહી હતી. 'આ ખંડમાં એ લખાયું લાગતું નથી. આની શાહી જાંબલી છે! વળી સ્ટીલ પણ જાડી છે જ્યારે આ બધી પાતળી સ્ટીલો છે. ગરબડ, એ તને નહિ સમજાતું હોય!'

'ના સાહેબ, હું ઇંગ્રેજી ભણ્યો નથી.'

'તમે શું ધારો છો રામરાય?'

'મ્હને તો એમ લાગે છે કે એ કોઇ ગુપ્ત મંડળને લગતું હોવું જોઇએ. પેલી હાથ પરની છાપ અને આ કાર્ડ. બેઉ.'

'મ્હારી પણ એવી માન્યતા છે.' વસંતરાયે પુષ્ટિ આપી.

'તો પછી એ ભૂમિકાપર વિચારશ્રેણી ટેકાવી જોઇએ. આવા ગુપ્તમંડળનો કોઇ સભ્ય આપણે જોઇ ગયા તેમ આ ઘરમાં દાખલ થાય છે અને પ્રાણજીવનદાસના આવવાની રાહ જુએ છે. ઘરના રાહરસમથી એ જાણીતો છે. પ્રાણજીવનદાસ આવ્યા પછી એ એમનું માથું ઉડાવી દે છે અને ખાઇ ઓળંગી ચાલ્યો જાય છે. પોતાની પાછળ એ આ કાર્ડ મુકતો જાય છે અને આશા રાખે છે કે એની વિગત છાપામાં આવ્યા વિના નહિ રહે અને છાપામાં આવતાં જ

મંડળના સભ્યોને જરૂર ખબર પડશે કે મામલો ખલાસ થઇ ગયો છે. એમના વેરની તૃપ્તિ થઇ ગઇ છે. એ બધું સમજી શકાય એવું છે. પણ આ બંદુકનો ઉપયોગ શા માટે?'

'બરાબર છે.'

'અને પેલી વીંટીનું શું?'

'એ પણ વિચારવા જોગ છે.'

'અને હજી સુધી કોઇ પકડાયું કેમ નથી? ચોગારદમ ચાલીસ માઇલ સુધી પોલીસ તપાસ ચાલુ છે. જો કોઇ એવી રીતે ભીંજાયલા કપડામાં જતો જણાય તો એને પકડવાની ખબર તરતજ અપાઇ ચૂકી છે.'

'બરાબર છે. એ બધાનું શું જયંતરાય!'

'બનવા જોગ છે કે નજીક જ એ લોકોનો અડ્ડો હોય અને ત્યાં એણે કપડાં બદલી નાખ્યાં હોય. એમ ન હોય તો એ પકડાયા વિના ન રહે અને હજી પકડાયો નથી એટલે એમ જ હશે.'

જયંત બારી પાસે ગયો અને પેલાં લોહીનાં નિશાન તપાસવા લાગ્યો. એ નિશાન ઉઘાડા પગનાં ન હતાં. પણ જોડાનાં કે ગામઠી બુટનાં હતાં. નવાઇ જેવું તો એ હતું કે પેલાં કાદવનાં નિશાન વધુ સ્પષ્ટ હતાં. આ એટલાં સ્પષ્ટ ન હતાં.

'આ શું? આ ટેબલની નીચે?' જયંતે પૂછ્યું.

'શેઠ સાહેબના ડંબેલ્સ છે.' ગરબડે કહ્યું.

'ડંબેલ–પણ આ તો એક જ છે. બીજો કયાં?'

'કોણ જાણે સાહેબ! વખતે એક જ હશે. મ્હેં તો મહિનાઓ થયાં એ જોયા જ ન હતા.'

'એક જ ડંબેલ!' જયંતને ઘણી નવાઇ લાગી. એ વધુ બોલે તે પહેલાં કોઇએ બારણા પર અવાજ કર્યો. આવનાર માણસ ઉંચો આધેડ ઉંમરનો પણ દેખાવડો છતાં ભીનેવાને હતો. એ દેવશંકર હતો. આવતાવેંત જ એણે એક પછી એક અમારા તરફ જોયું.

'માફ કરજો સાહેબ! આપને ખલેલ કરી તે' એણે કહ્યું. 'આપને તાજા સમાચાર જણાવવા જોઇએ.'

'કોઇ પકડાયું?'

'ના સાહેબ! પણ એમણે બાઇસીકલ શોધી કાઢી છે. આવનારે પોતાની સાઇકલ પાછળ રહેવા દીધી છે. બહુ દૂર નથી. અહીંથી સોએક કદમ દૂર હશે.'

અમે તરતજ ત્યાં ગયા. બે ત્રણ ઘોડાવાળા અને કેટલાક આગસુ તમાસગીરો ત્યાં એકઠા થયા હતા. એક જાળામાં સાઇકલ સંતાડેલી હતી તે ખેંચી કાઢી હતી. એ 'રજ વ્હીટવર્થ' મેકરની ઘણી જ વપરાયલી સાઇકલ હતી, એની સાથે જરૂરી સામાન હતો. એના માલિક વિષે અનુમાન થઇ શકે એવું કાંઇ જ ન હતું.

'જો દરેક સાઇકલને નંબર આપવાનો કાયદો કરવામાં આવે' વસંતરાયે સૂચના કરી. 'તો પોલીસનો ત્રાસ ઓછો થઇ જાય. અત્યારે તો આનો કંઇ જ ઉપયોગ થાય એમ નથી. એ કયાંથી આવ્યો એ તપાસ કરવામાં કામ લાગે ખરી! પણ નવાઇની વાત તો એ છે કે એ પોતાની સાઇકલ મૂકીને શા માટે ગયો? સાઇકલ હોય તો એ જલદી નાસી જાય છતાં એ મૂકીને કેમ ગયો?'

'એ જરા નવાઇ જેવું ખરૂં.' જયંતે એને અનુમોદન આપ્યું.

*

# ભેદ

'આપને પેલા ખંડમાં જે જોવું હતું તે બધું જોઈ લીધું?' અમે પાછા ફર્યા ત્યારે **વસંતરાયે** પૂછ્યું.

'હાલ તુરત વધુ તપાસવાની જરૂર નથી.' **રામરાયે** જવાબ આપ્યો. **જયંતે** ડોકું **નમાવી** હા માં હા ભેળવી.

'તો પછી આપનો વિચાર હવે સાક્ષીઓ તપાસવાનો હોય એ સ્વાભાવિક છે. **ગરબડ**, સૌથી પહેલાં તારે સાક્ષી આપવાની છે. ચાલો, આપણે હવે હૉલમાં જઈએ.'

અમે બધા હૉલમાં ગયા.

ગરબડની જુબાની સરળ અને સ્પષ્ટ હતી અને એ સાચું બોલતો હોય એવી એણે અમારા પર છાપ પાડી હતી. પાંચ વર્ષ

ઉપર પ્રાણજીવનદાસે જ્યારે એ રંગપુર આવ્યા ત્યારે, એને નોકરીમાં રાખ્યો હતો. એ જાણતો હતો કે પ્રાણજીવનદાસ પૈસાદાર માણસ હતા અને આફ્રિકામાં એ ખૂબ પૈસા કમાયા હતા. શેઠ તરિકે એ ભલા માણસ હતા. અલબત્ત, દરેક વાતે અનુકૂળ આવે એવા એ શેઠ ન હતા. પણ ઘણી સારી રીતે વર્તતા હતા. સ્વભાવે એ નીડર હતા. ભીરૂતાનાં દર્શન એને ભાગ્યે જ થયાં હતાં. દરરોજ રાત્રે પૂલ ઉપાડી લેવાનો જૂના વખતથી ચાલતો આવેલો રિવાજ હતો અને તેને માન આપીને એમણે પણ એ ચાલુ રાખ્યો હતો. એ ભાગ્યે જ મુંબાઇ જતા કે રંગપુર છોડીને બહાર જતા, પણ આ બનાવ બન્યો તે પહેલાં એકાદ દિવસ આગમજ—એને આગલે જ દિવસે એ વિલાસપુર ગયા હતા. એ દિવસે એમનામાં અધીરાઇ અને ચીડીયાપણું આવ્યું હોય એમ ગરબડને લાગ્યું હતું. એમનો સ્વભાવ ચીડીયો ન હતો એટલે એને નવાઇ જેવું લાગ્યું હતું. આ બનાવ બન્યો ત્યારે એ ઉંઘી ગયો ન હતો પથારી કરતો હતો. મકાનની પાછળની બાજુએ રસોડું આવ્યું છે. એની નજીક જ એની સુવાની જગ્યા હતી. બીજા નોકરો માટે પણ પાછલા ભાગમાં વ્યવસ્થા હતી. એણે બંદુકનો અવાજ સાંભળ્યો ન હતો. મકાનના પાછલા ભાગમાં એ ભાગ્યે જ સાંભળી શકાય. એણે જોસથી ઘંટ વાગતો સાંભળ્યો હતો. એ પણ આ મકાનને લગતી જૂની સગવડ હતી. ભયને વખતે બધા માણસોને ચેતાવવા એ ઘંટ વાગતો. એ ઘંટ વગાડવાને આખી ઇમારતમાં ત્રણેક જગ્યાએ કળ હતી. એ દબાવતાં વેંત જ મોટેથી વાગતો અને બધા માણસો ચેતી જતા. ઘંટ વાગતો સાંભળીને હું બહાર દોડયો. એવામાં મ્હેં કાશીને જોઇ. હું ને કાશી આગળ આવવા દોડયા. દાદર ઉપર જ બાઇસાહેબને જોયાં. ના એ દોડતાં ન હતાં. એ ગભરાયલાં હોય એમ કૈં મ્હને લાગ્યું નહિ, એ નીચે આવ્યાં ત્યાં તો દેવશંકરભાઇ દોડતા આવ્યા અને એમને ઉપર જવાને કહ્યું. એમણે આનાકાની

ફરી પણ દેવશંકરભાઇએ કાશીને બાઇસાહેબને ઉપર લઇ જવા કહ્યું. ઐરાં માણસનું નીચે કામ નથી એમ પણ એ બોલ્યા. એમણે કહ્યું :

'તમારૂં નીચે કામ નથી. પ્રાણજીવનનું ખૂન થયું છે. કાશી! તું એમને ઉપર લઇ જા. પ્રભુને ખાતર ઉપર જાવ!'

આનાકાની કરતાં બાઇસાહેબ ઉપર ગયાં. ના. એમણે બૂમો મારી નહિ કે ચીસો પણ ન પાડી. કાશી એમની સાથે જ ઉપર રહી. દેવશંકરભાઇ સાથે હું પેલા ખંડમાં ગયો. પોલીસે જોઇ તેવી જ એ ખંડની સ્થિતિ હતી. મીણબતી તે વખતે બળતી ન હતી. લેંપ બળતું હતું. બારી ખુલ્લી હતી. બહાર ઘોર અંધારૂં હતું. કૈંજ જોઇ શકાય એવું ન હતું. પછી મ્હેં પૂલ નીચે ઉતાર્યો એટલે દેવશંકરભાઇ પોલિસને બોલાવવા ગયા.

આ પ્રમાણે મુખ્યત્વે ગરબડે જુબાની આપી.

કાશીબાઇની જુબાની પણ ગરબડને મળતી આવતી હતી. એનો ખંડ જરા નજીક હતો અને એ પથારી કરતી હતી તે વખતે જ એણે પણ ઘંટ સાંભળ્યો હતો. એ સાંભળીને એ દોડી હતી. એ જરા બહેરી હતી. કાનના દેવ ઉડી જવાની તૈયારી કરતા હતા. વખતે એને લીધે જ બંદુકનો અવાજ એને નહિ સંભળાયો હોય પણ એના ખંડથી આગળનો ભાગ ઘણો દૂર હતો એટલે વખતે બંદુકનો અવાજ નયે સંભળાય. એણે બારણાં ભટકાયાં હોય એવો કૈંક અવાજ સાંભળવાનું યાદ છે ખરૂં. અર્ધાએક કલાક પહેલાં સાંભળેલો. એ બહાર નીકળી ત્યારે ગરબડને જોયો. અને એની સાથે જ એ આગળ આવી. દેવશંકરભાઇને એણે ફિક્કા પુણી જેવા ને ગભરાઇ ગયેલા જોયા. એમણે બાઇસાહેબને નીચે આવતાં રોક્યાં. અને ઉપર પાછાં જવાને કહ્યું. બાઇસાહેબે કૈં જવાબ જવાબ આપ્યો પણ મ્હને તે યાદ નથી.

'કાશી, એમને ઉપર લઇ જા. એમની સાથે તુંયે ઉપર જા.'

એમ એમણે મ્હને કહ્યું. એટલે હું એમને ઉપર લઇ ગઇ. સમજાવીને સ્તો, એ બહુ ગભરાઇ ગયાં હતા. આખે શરીરે ધ્રૂજી ગયાં હતાં. ના. એમણે નીચે જવાનો આગ્રહ પછી ન કર્યો. એ તો બે હાથમાં માથું મૂકી રડવા લાગ્યાં. આખી રાત હું એમની સાથે જ રહી. બીજા નોકરો સુઇ ગયા હતા. એમણે ઘંટનો અવાજ પહેલી ઉંઘમાં નયે સાંભળ્યો હોય. પોલીસ આવી તે પહેલાં થોડીવારે ગરબડે એમને જગાડયા.

કાશીબાઇની જુબાની મુખ્યત્વે આ મુજબ હતી. એ કહેતી વખતે દુઃખ દર્દની હાયનો સંભાર એ ભેળવતી જતી હતી. એ આ બનાવથી હબકી ગઇ લાગતી હતી.

તે પછી દેવશંકરની જુબાની લીધી. ગરબડ અને કાશીએ કહેલા બનાવો બરાબર હતા એ ઉપરાંત એને ઘણું કહેવાનું હતું. એણે પોલીસને ઘણી ખરી વિગતો કહી હતી. એને એમ લાગતું હતું કે ખૂની ઉઘાડી બારીએ થઇને છટકી ગયો હોવો જોઇએ. ત્યાં આગળના લોહીના ડાઘ એ પુરવાર કરવા પુરતા હતા, પુલ ખેંચી લેવાયલો હતો છતાં નાસી જવામાં અડચણ આવે એવું ન હતું. પાણી ત્રણ હાથ કરતાં વધારે ન હતું એટલે જનાર ખુશીથી જઇ શકે. એ શી રીતે નાસી છૂટ્યો અથવા બાઇસીકલ લીધા વિના કેમ ગયો એ કેંએ સમજાવી શકે એમ ન હતું.

ખૂનની બાબતમાં એણે અમુક કારણો નક્કી કરી લીધાં હતાં અને એ મુજબ જ ખૂન થયું હતું એવી માન્યતા હતી. પ્રાણજીવનના જીવનનાં કેટલાંક પ્રકરણો ઘણાં ભેદી હતાં. એ વિષે એ એક શબ્દ પણ બોલતો ન હતો. એ નાની ઉમરે સોળેક વર્ષનો હતો અત્યારથી જ આફ્રિકા ગયો હતો અને ત્યાં જ સારી રીતે કમાયો હતો. એ એને આફ્રિકા ખાતે જ મળેલો અને ભાગીદારીમાં કેટલુંક કામ કરેલું. એમાંથી સારા પૈસા મળેલા. એકાએક પ્રાણજીવન પોતાની બધી મીલકત વેચી સાટી મુંબાઇ આવવા નીકળ્યો. એ વખતે એ

વિધુર હતો. એના મુંબાઇ આવ્યા પછી કેટલેક મહિને હું પણ બધુ વેચી સાટીને મુંબાઇ આવી રહ્યો. મુંબાઇ આવ્યા પછી ખબર પડી કે પ્રાણજીવને આ આલિશાન ઇમારત લીધી છે અને અહીં રહે છે. હું પણ અહીં આવ્યો અને અમારી મૈત્રી તાજી કરી. એણે મ્હને અહીં રહેવાનો આગ્રહ કર્યો અને અવાર નવાર ઘણો વખત હું અહીં રહું છું. પ્રાણજીવન ઉપર કોઇ ભય ઝઝુમતો હોય એવી મ્હને એના વર્તનપરથી છાપ પડી હતી. એ એકાએક આફ્રિકાથી કેમ નાસી આવ્યો તે મ્હને નવાઇ જેવું લાગતું હતું. એ ઉપરાંત અહીં આવીને પણ આવા એકાન્ત સ્થાનમાં એ રહેતો હતો તે પરથી પણ મ્હને એમ લાગ્યું કે મ્હારી શંકા ખોટી ન હતી. મ્હારી ધારણા મુજબ કોઇ ગુપ્તમંડળ–છૂપી સંસ્થા એની સામે હતી અને એનું ધ્યેય પ્રાણજીવનનું ખૂન કરવાનું હતું. એના બોલવા પરથી મ્હને એવો વહેમ ગયેલો અને પેલું કાર્ડ જોયું એટલે એ વાતની ખાત્રી થઇ ગઇ. એણે મ્હને કોઇ દહાડો એ સંસ્થા વિષે અને શાથી એ લોકો એની વિરૂદ્ધ હતા કે એનો જીવ લેવા માગતા હતા તે બાબત એક અક્ષર પણ કહ્યો ન હતો. પણ એ બધું એના વર્તન પરથી અને બીજા એકાદ બનાવપરથી મ્હને લાગેલું.

'તમે આફ્રિકામાં પ્રાણજીવન સાથે કેટલાં વર્ષ રહેલા?' રામરાયે પૂછ્યું.

'પાંચેક વર્ષ.'

'એ કુંવારા હતા ને?'

'ના જી. વિધુર.'

'એમની પહેલી સ્ત્રી વિષે તમે કંઇ સાંભળ્યું હતું?'

'ના જી. એ લગ્ન આફ્રિકા ખાતે જ થયેલાં એમ સાંભળ્યું હતું. એ એક પૈસાદાર વિશીવાળાની દીકરી હતી. એ ઘણી સુંદર હતી. એમની છબી મ્હેં જોઇ છે. અમે મળ્યા તે પહેલાં એકાદ વર્ષ અગાઉ એ ટાઇફૉઇડ તાવથી મરણ પામી.'

'એમના જીવનને આફ્રિકાના કયા ભાગ વિષે વધુ સંબંધ છે?'

'ડર્બાન. એ વિષે એને બહુ બોલતાં સાંભળ્યો છે. એ ઉપરાંત બીજા કેટલાક વિભાગો વિષે પણ એ વાત કરતો હતો. એ આફ્રિકામાં ઘણું ફરેલો હતો.'

'એ રાજકારણમાં ભાગ લેતા? આ ગુપ્ત મંડળને રાજકારણ સાથે સંબંધ હતો ખરો?'

'ના જી. એને એમાં રસ ન હતો.'

'તો પછી એ ગુન્હેગારોનું મંડળ હતું એવું તો તમારૂં માનવું નથી ને?'

'ઉલટું પ્રાણજીવન જેવો સીધો સાદો માણસ દુનિયાભરમાં નહિ મળે!'

'એની આફ્રિકાની જીંદગીમાં કૈં જાણવા જેવું બન્યું હોય એમ તમને યાદ છે?'

'એની હયાતીમાંનો તો કોઇ પ્રસંગ યાદ નથી.'

'તો એમના આફ્રિકા છોડયા પછી કૈં બનેલું?'

'હા જી. તે પરથી તો મને ખબર પડેલી કે કોઇ એની પાછળ પડયું છે. ત્યારની જ મ્હારી ખાત્રી થઇ ગઇ છે. એના એકાએક આ તરફ આવવા નીકળ્યા પછી એકાદ અઠવાડીયા પછી છ સાત માણસ એની તપાસ કરવા આવ્યા.

'કેવા માણસો હતા?'

'આપણા તરફના જ પણ આફ્રિકામાં રહેતા. એ લોકો પશ્ચિમ આફ્રિકામાંથી આવ્યા લાગતા હતા. એ બધા કૈં કેળવાયલા ન હતા. સ્વભાવના જરા તીખા હતા. મ્હેં એમને કહ્યું કે એ તો દેશમાં જવા ઉપડી ગયો છે, અને એનું દેશનું ઠેકાણું મ્હને ખબર નથી. એમના વર્તન પરથી લાગતું હતું કે પ્રાણજીવન માટે એમને કઇ જાતની લાગણી હતી.'

'કઇ જાતની લાગણી હતી?'

'શિકારીને શિકાર પ્રત્યે હોય છે તેવી.'

'પ્રાણજીવનને કૈં આગળથી ખબર મળેલી ?'

'મ્હને લાગે છે કે એને ચેતવણી મળી હશે નહિતર એ અણીને વખતે એકાએક છટકી ન જાય.'

'પછી પેલા લોકોએ શું કર્યું ?'

'મ્હેં જવાબ આપ્યો એટલે અંદર અંદર કૈં ગુસપુસ કરતા કરતા ગયા.'

'એ છએક વર્ષ ઉપર થયું ખરૂં ને ?'

'આશરે સાત વર્ષ થયાં.'

'અને એ પહેલાં પાંચેક વર્ષથી તમે બેઉ સાથે હતા એટલે આ બનાવને અગીઆર બાર વર્ષ ઉપર બનેલા કેટલાક બનાવો સાથે સંબંધ છે એમ જ ને ?'

'હા જી.'

'તો પછી એ બનાવ ઘણો ગંભીર હોવો જોઇએ કારણ કે એમ ન હોય તો આટલાં આટલાં વર્ષો સુધી અદાવત તાજી રાખીને વૈર વાળવા કોઇ પ્રયત્ન ન કરે.'

'હાસ્તો. એવો જ બનાવ હોવો જોઇએ. એ લોકો એની પાછળ ભમતા હોવા જોઇએ. એ કદિ યે એ લોકોના ભયથી મુક્ત ન હતો.'

'પણ જો એવી રીતે એના પર તરવાર લટકતી હોય તો પોલીસનું રક્ષણ શા માટે ન શોધે ?'

'વખતે એવી જાતનો ભય હોય કે જેમાં પોલીસ કાંઇ કરી ન શકે. પોલીસનું સંરક્ષણ એને બચાવી ન શકે. એક વાત મ્હારે કહી લેવી જોઇએ. એ કોઇ દિવસ હથીઆર સિવાય બહાર ન જતો. એની રિવોલ્વર ભાગ્યેજ ખીસ્સામાં નહિ હોય. પેલો પુલ ખેંચી લેવાયા પછી એ માનતો કે ઘર સહીસલામત છે અને ઘરમાં એ રિવોલ્વર સાથે ન રાખતો બાકી જ્યાં જતો ત્યાં એ એના ખીસ્સામાં તૈયાર રહેતી.'

'તમે જરા ખાત્રીથી કેટલાં વર્ષ થયાં તે જણાવોતો.' રામરાયે કહ્યું. 'પ્રાણજીવને આફ્રિકા છોડયા છ વર્ષ થયાં, તમે એના પછી બીજે વર્ષે આ તરફ આવ્યા. ખરૂંને ?'

'હા જી.'

'અને એને પરણ્યે પાંચ વર્ષ થયાં. ત્યારે તમે એના લગ્ન વખતે આવી પહોંચ્યા એમજને ?'

'એકાદ મહિના અગાઉ.'

'તમે લગ્ન પહેલાં પદ્માવતીને ઓળખતા હતા ?'

'નાજી. છેલ્લાં દસ વર્ષથી હું આફ્રિકા હતો એટલે એને ક્યાંથી ઓળખું ?'

'પણ તે પછી તો એમના વિષે ઘણું સાંભળ્યું હશે ?'

દેવશંકરે પૂછનાર સામે ધ્યાન દઇને જોયું.

'તે પછી મ્હેં પ્રાણજીવન વિષે ઘણું સાંભળ્યું છે. મ્હારે પદ્માવતીને મળવાનું થયું હોય તો તે એને અંગે છે. અને અહીં રહેવા આવ્યા પછી એમની સાથે પણ સંબંધ થાય એ દેખીતું છે છતાં એ સંબંધ પ્રત્યે—'

'એવી રીતે આક્ષેપ કરવાનું અમને કંઈ કારણ નથી.' રામરાયે કહ્યું. 'છતાં ખરી હકીકત જાણવા અને કંઈ પણ નિર્ણય પર આવવા માટે બધી એ—જેટલી વધુ મળે તેટલી—વિગતો ઉપયોગી છે અને એને અંગે આ સવાલો જરૂરી છે તેની તો ના નહિ જ કહેવાય.'

'પણ કેટલાક સવાલ એવા હોય છે કે જેથી સામાને ખોટુ લાગ્યા સિવાય ન રહે.' દેવશંકરે કહ્યું.

'તેમાં અમે શું કરીએ ? પોલીસ પોતાના સ્વાર્થ માટે એ નથી પૂછતી. અને એ સવાલોનો જવાબ આપવો એ તમારા ભલાની વાત છે જેટલી ચોખવટ થાય તેટલી વધારે સારી. પ્રાણજીવનદાસને તમારો અને પદ્માવતીનો વધતો જતો સંબંધ પસંદ હતો ?'

દેવશંકર ફીક્કો પડી ગયો. એણે પોતાના બે હાથ એક બીજા સાથે ઘસ્યા.

'તમને એવા સવાલો પૂછવાનો અધિકાર નથી. તમારી તપાસને અને એને શું લાગેવળગે છે?' એણે ચીડાઇને જવાબ આપ્યો.

'મ્હારે એ સવાલનો જવાબ જોઇએ.'

'એ આપવાની હું ના પાડું છું.'

'તમે ભલે ના પાડો પણ તમારી ના એ સવાલનો જવાબ આપી દે છે કારણ કે તમારે કૈં પણ છૂપાવાનું ન હોય તો એવો નન્નો તમે ન વાપરો.'

પોતે કેવી રીતે સપડાઇ ગયો હતો એ વાત પર નવાઇ પામતો દેવશંકર ફ્રગલાઇને જોઇ રહ્યો. એને લાગ્યું કે ખરી વાત કહેવા સિવાય છુટકો ન હતો.

જરા વિચાર કરી કૈંક નિર્ણય પર આવી હસીને એણે જવાબ દીધો:

'મ્હને લાગે છે કે તમે તમારી ફરજ બજાવો છો અને તેમાં મદદ કરવાને બદલે ડખલ કરવી એ ગેરવ્યાજબી છે એટલે આપને સંતોષકારક જવાબ આપવાની ના પાડવામાં મ્હારી ભૂલ થતી હતી. એ જવાબ આપતા પહેલાં મ્હારે આપને એટલીજ વિનંતી કરવાની રહે છે કે કૃપા કરીને એ વિષે આપ પદ્માવતીને કૈં પૂછતા નહિ. એના ઉપર વિતવામાં કૈં બાકી રહ્યું નથી. મ્હારે કહેવું જોઇએ કે પ્રાણજીવનની એક કુટેવ હતી અને તે સામાને અદેખાઇથી જોવાની. એને મ્હારા સિવાય ચાલતું નહિ. અમે બેઉ જીવજાન દોસ્ત થઇ ગયા હતા. એને એની સ્ત્રી પ્રત્યે હદ પારનો પ્રેમ હતો. એ મ્હને અહીં આવીને એની સાથે રહેવા હદબહારનો આગ્રહ કરતો હતો છતાં મ્હને એની સ્ત્રી સાથે વાતો કરતાં જોઇને એને અદેખાઇ આવતી હતી. અમને વાત કરતાં કે એક બીજા માટે ભલામણ કરતાં જોઇ એનો જીવ કપાઇ જતો. કોઇ વખત તો એ ચોપડી પણ

કાઢતો. સરસ્વતી સંભળાવવામાં એ ઉસ્તાદ હતો. એ એક જ કારણ-સર બે ત્રણ વખત અહીં ન આવવાના મ્હેં સોગન લીધેલા અને ચાલ્યો ગયેલો, પણ પાછો એ એવા આજીજીભર્યા કાગળો લખતો કે મ્હારે અહીં આવ્યા સિવાય ચાલતું નહિ. આ જાતના પ્રસંગોને લીધે મ્હારે અને પદ્માબ્હેનને સંબંધ છે એમ વાતો થતી મ્હેં જાણી છે છતાં એ બધી ખોટી છે અને એમાં સત્યનો અંશ માત્ર નથી. પદ્માબ્હેન જેવી સ્નેહાળ અને પતિ પરાયણ સાધ્વી બીજી ભાગ્યે જ હશે અને મ્હારા જેવો વિશ્વાસપાત્ર મિત્ર બીજાને ભાગ્યે જ સાંપડતો હશે. એ જો કે જરાક આત્મશ્લાઘા જેવું છે છતાં ચોખવટને ખાતર મ્હારે આપને કહી લેવું જોઇએ.'

આ બધી હકીકત એણે સંપૂર્ણ લાગણીથી કહી હતી અને એ ભળતી વાત કરતો ન હતો એમ અમને લાગ્યું. છતાં રામરાયે એ જ બાબત ચોકસી કરવી ચાલુ રાખી.

'તમારે માટે વાતો ચાલતી હતી છતાં તમે જૂદા રહેવાનું કેમ પસંદ ન કર્યું ?'

'પ્રાણજીવનનો આગ્રહ હદપારનો હતો અને એવી અફવાઓને વજૂદ આપવામાં માલ ન હતો. સાચી ખોટી ઘણી અફવાઓ આપણે સાંભળીએ છીએ. બધી પર ધ્યાન દઇએ તો જીવી પણ ન શકાય.'

'તો પછી પદ્માવતીને આ સવાલ પૂછવાની ના કેમ પાડો છો ?'

'એથી એને વધુ આઘાત લાગે અને અત્યાર સુધી એના પર વિતવામાં કૈં બાકી રહ્યું નથી એટલે. એ પૂછવું ન પૂછવું એ આપની સભ્યતા પર છોડું છું.'

'ઠીક પેલી વીંટી કેવી હતી ?'

'કઇ ? ગૂમ થઇ છે તે ?'

'એજ.'

'એ હીરાની હતી અને એની વિગત જરા કહેવા જેવી છે ખરી ?'

'એમ ! શી વિગત છે ?'

'પદ્મા બ્હેને એ વીંટી એને ભેટ તરીકે આપેલી. એ હમેશાં એ વીંટી પહેરી રાખતા અને કદિ પણ કાઢતા નહિ. એ લોકોનાં લગ્ન થયાં તે વખતથી મ્હેં એને હમેશાં પહેરી રાખતાં જોઇ છે.'

'ઠીક. તો પછી એ કેમ કાઢી લીધી હશે ?'

'તેજ નથી સમજાતું. પદ્મા બ્હેન વાળી વીંટી જરા કિંમતી હતી અને તેની પછીની વીંટી સાધારણ કિંમતની હતી પણ લઇ જનાર એક વીંટી લે ને બીજી પાછી પહેરાવી દે એ સમજી શકાતું નથી.'

'બરાબર છે. ચોર હોય તો બેઉ શા માટે ન લઇ જાય ? એને ને પેલા ગુપ્ત મંડળને કૈં સંબંધ લાગે છે ?'

'ના જી. એ વાત બાર વર્ષ પહેલાંની છે અને લગ્ન પાંચ વર્ષ પર થયાં તેમ જ વીંટી તે પછી પહેરવા માંડી એટલે એ બે વચ્ચે મ્હને તો કૈં સંબંધ લાગતો નથી.'

'ઠીક હવે કૈં પૂછવા જેવું નથી.' રામરાયે કહ્યું.

'એક ન્હાની વિગત બાકી રહે છે.' જયંત બોલી ઉઠયો. 'જ્યારે તમે એ ખંડમાં ગયા ત્યારે મીણબત્તી બળતી હતી ખરૂં ને ?'

'હા જી.'

'અને એના પ્રકાશથી તમને ખબર પડી કે આ ભયંક પ્રકાર બન્યો હતો.'

'હા જી.'

'એટલે તમે તરત જ ભયના ઘંટની કળ દાબી ?'

'તરત જ.'

'અને તમે ધારેલી મદદ પણ તરત જ મળી આવી લાગી ?'

'એકાદ મીનીટમાં જ.'

'અને એ લોકો આવ્યા ત્યારે એમણે જોયું કે તમે મીણબત્તી બુઝાવીને લેંપ સળગાવ્યું હતું. એ જરા નવાઇ જેવું લાગે છે.'

દેવશંકર કૈં વિચાર કરતો લાગ્યો.

'એમાં મ્હને કૈં નવાઇ જેવું નથી લાગતું. જયંતરાય! મીણુ-બત્તીનો પ્રકાશ બહુ જ ઓછો હતો એટલે સૌથી પહેલાં પુરતો પ્રકાશ કરવા મ્હારૂં મન થયું અને લેંપ ટેબલ પર જ હતું એટલે સળગાવ્યું.'

'ને મીણુબત્તી બુઝાવી દીધી?'

'હા જી.'

જયંતે બીજા કૈં સવાલ પૂછ્યા નહિ એટલે દેવશંકર અમારા તરફ વારા ફરતી નજર નાખતો ઉઠયો. એની નજર કૈંક કરડી હતી એમ મ્હને લાગ્યું.

રામરાયે પદ્માવતીને કહેવરાવ્યું હતું કે 'અગવડ ન હોય તો અમે આપને આપના ખંડમાં મળવા આવીએ. એના જવાબમાં પદ્માવતીએ કહેવરાવ્યું કે હું થોડી વારમાં હૉલમાં આવું છું એ જવાબ મળ્યા પછી થોડી વારે એ હૉલમાં આવી. એની ઉમર વીશ બાવીશ વર્ષની હતી. અને એ સૌંદર્યવતી હતી એમ કહું તો ખોટું નથી કારણ કે આવા દુ:ખના પ્રસંગે પણ એની દેહલતા ઝળકી ઉઠતી હતી. વિષાદનાં વાદળથી એ ચંદ્રવદન છવાયું હતું છતાં એની ચાંદની સૌમ્ય હતી.

એણે પોતાની બેઠક લેતાં લેતાં અમારા તરફ નજર ફેરવી લીધી.

'આપને કૈં ખબર પડી?' એણે પૂછ્યું.

એ સવાલમાં આશાનાં કિરણને બદલે ભયનાં વાદળની છાયા પડેલી મ્હને લાગી. વખતે એ મ્હારી કલ્પના પણ હોય!

'અમે અમારાથી બનતા પ્રયત્ન કરીએ છીએ, રામરાયે જવાબ આપવા માંડયો. 'આપ ખાત્રીથી માનજો કે અમારાથી બનતા પ્રયત્ને ગુન્હેગારનો પત્તો મેળવ્યા સિવાય નહિ રહીએ.'

'એને માટે ગમે તે ખર્ચ થાય એની ફીકર ના કરશો.' એણે ધીરે પણ મક્કમ અવાજે કહ્યું. 'આપનાથી બનતા પ્રયત્ને પત્તો મેળવજો.'

'વખતે આપ કેટલીક વિગતો કહી શકશો કે જેથી આ બનાવ પર કૈં પ્રકાશ પડી શકે.'

'હું નથી ધારતી કે મ્હારે કૈં કહેવા જેવું હોય છતાં આપને યોગ્ય લાગે તે પૂછો અને એના મ્હારાથી બને તેટલા સંતોષકારક જવાબ આપીશ.'

'દેવશંકરે મ્હને કહ્યું કે આપ હજી સુધી આ બનાવવાળા ખંડમાં ગયાં જ નથી—'

'ના જી, એમણે જ મ્હને ત્યાંજ જતાં અટકાવી હતી. એમણે જ મ્હને દાદર પરથી જ મ્હારા ખંડમાં ચાલ્યા જવા આગ્રહ કર્યો હતો.'

'બરાબર છે. આપે બંદુકનો અવાજ સાંભળ્યો અને એકદમ નીચે ઉતરી આવ્યાં ?'

'મ્હેં જરા કપડાં ઠીક ઠાક કર્યાં અને નીચે ઉતરી.'

'બંદુકનો અવાજ સાંભળ્યા પછી કેટલી વારે તમને ઉપર પાછાં ફરવાનો આગ્રહ કરવામાં આવ્યો ?'

'વખતે બે એક મિનિટ થઇ હશે. આવે વખતે કેટલી મિનિટ થઇ કે કેટલો ટાઇમ ગયો તે માપી શકાય નહિ એમણે મ્હને પાછા ચાલ્યા જવા આગ્રહ કર્યો અને શો બનાવ બન્યો હતો તે કહ્યું. મ્હેં જઇને એમને જોવાનો આગ્રહ કર્યો પણ દેવશંકરભાઇએ ના પાડી. એવે વખતે મ્હારી હિંમત જતી રહેશે એમ એમણે કહ્યું અને કાશીની સાથે મ્હને ઉપર મોકલી દીધી. આ બધો બનાવ જરા વારમાં બની ગયો અને જાણે કોઇ ભયંકર સ્વપ્નું જોતી ન હોઉં એમ મ્હને લાગ્યું.'

'તમે બંદુકનો અવાજ સાંભળ્યો તે પહેલાં કેટલા વખતથી પ્રાણજીવનદાસ છૂટા પડયા હતા તે કહી શકશો ?'

'ના જી. એ ચોક્કસ યાદ નથી. એ એમના ખંડમાં ગયા અને ત્યાંથી નીચે ગયા હશે. રોજ રાતને વખતે એ આખું મકાન તપાસી

વળતા અને પછી જ સુઈ જતા. એ એક જ એમની વિચિત્રતા હતી. હું ભૂલતી ન હોઉં તો એમને ઇમારત સળગી ઉઠવાની ધાસ્તી લાગતી હતી.'

'ઠીક. હું હમણાં એ જ પૂછવાનો હતો. લગ્ન થયું ત્યારથી આપ એમના સંપૂર્ણ પરિચયમાં છો?'

'હાસ્તો. તે પછી અમે છૂટાં નથી પડયાં.'

'એ લાંબા ગાળા દરમિઆન આપે કોઇ વખત પ્રાણજીવનદાસને એમના આફ્રિકાના જીવન વિષે બોલતાં સાંભળ્યા છે? ખાસ કરીને જે કારણને લીધે એમને આ ભય લાગતો હતો તે કારણ સંબંધે કૈં બોલતા હતા ખરા?'

પદ્માવતીએ જવાબ આપતા પહેલાં જરા વિચાર કરી લીધો.

'હાજી. મ્હને હમેશાં લાગતું હતું કે એમના ઉપર ભયનાં વાદળ ઘેરાયલાં છે. એ વિષે મ્હારી સાથે વાત કરવાની એ ના પાડતા. એમ નહિ કે મ્હારાપર એમનો વિશ્વાસ ન હતો પણ એમની ઇચ્છા એવા ભયમાં મ્હને સંડોવવાની ન હતી. એ વાત જાણ્યા પછી હું પણ ભયભીત થઇને ફરૂં એ એમને પસંદ ન હતું. અને એ કારણને લીધે જ એમણે એ વાત મ્હને દીલ ખોલીને કહી ન હતી.

'તો પછી એ વિષે આપને શી રીતે ખબર પડી?'

સવાલ સાદો હતો પણ ઘણો જ મુદ્દાસરનો હતો. એ સાંભળી પદ્માવતીએ હસીને જવાબ દીધો.

'તમે એમ ધારો છો કે ગમે તેવો સંગદિલ પુરૂષ પોતાનું રહસ્ય સંપૂર્ણરીતે સ્નેહાળ સ્ત્રીથી છૂપાવી શકે? એ હકીકત થોડી ઘણી અનેક રસ્તે મ્હેં જાણી લીધી. આફ્રિકાના જીવનની કેટલીક બાબતો વિષે એમણે વાત કરવાની ના પાડી તે પરથી મ્હને કંઇક સમજાયું. કેટલીક જાતની સાવચેતી એ હમેશાં રાખતા તે પરથી પણ કંઇક ખબર પડી. અજાણ્યાનો એ કદિ વિશ્વાસ ન કરતા તે પરથી પણ કંઇક અનુમાન કર્યું અને એ રીતે મ્હને ખબર પડી કે

એમની સામે કોઇ શક્તિશાળી અને સાધન સંપન્ન શત્રુઓ છે. તે બધા એમની પૂંઠે પડેલા છે એમ એમની માન્યતા છે અને એમનાથી એ હમેશાં ચેતીને ચાલે છે. એ જાણ્યા પછી એ કોઇ વખત બહાર જતા અને પાછા ફરતાં મોડું થતું તો મ્હારો જીવ કપાઇ જતો.'

'કયા શબ્દોથી આપનું ધ્યાન એ વિષે ખેંચાયું એ પૂછું તો હરકત નથી ને?' જયંતે પૂછ્યું.

"કાળીખીણ" પદ્માવતીએ જવાબ આપ્યો. 'એ નામથી એ બનાવ બાબત એ વાત કરતા અને કહેતા કે હું 'કાળીખીણ'માં પડ્યો છું અને હજી એમાંથી બહાર નથી નીકળી શકયો. હું પૂછતી કે એમાંથી બહાર નીકળી શકાય? એનો જવાબ એ મળેલો કે હું નથી ધારતો કે આપણે એમાંથી બહાર નીકળી શકીએ.'

'અને આપે પૂછેલું કે કાળીખીણનો અર્થ શો હતો ખરૂંને?'

'હાસ્તો પણ એ વખતે એમનો ચ્હેરો ગંભીર થઇ ગયો અને ડોકું ધુણાવીને એનો જવાબ આપવાની ના પાડી બોલ્યા: 'એની છાયામાં યે ત્હને ઉભી રાખવી એ મ્હને પસંદ નથી. પ્રભુ કરેને આપણે એમાંથી ઉગરી જઇએ.' વખતે એ કોઇ સ્થળનું પડી ગયેલું કે પાડવામાં આવેલું નામ હશે અને એમાં એ રહ્યા હશે તે વખતે પેલો ભયકારક પ્રસંગ ઉપસ્થિત થયો હશે, એમ મ્હને લાગે છે. એથી વધુ મ્હારાથી કહી શકાય એમ નથી.'

'અને એમણે કોઇ દિવસ કોઇનું નામ નહિ લીધેલું?'

'હા, કોઇ કોઇ વખત એ લવી ગયેલા ખરા. એક વખત તાવ આવ્યો ત્યારે લવરીમાં બોલેલા. બે ત્રણ વખત એની એજ વાત બોલી ગયેલા. એ બોલતી વખતે એ બેબાકળા થઇ જતા. 'શ્યામરાય–સર્વાધિકારી શ્યામરાય' એમ એ બોલતા. 'શ્યામરાય કોણ છે' એમ મ્હેં પૂછેલું પણ તેનો એમણે જવાબ નહિ આપેલો. પણ મ્હને લાગે છે કે 'કાળીખીણ' અને 'સર્વાધિકારી શ્યામરાય' એ બેને કૈં સંબંધ છે ખરો.'

'હવે એક સવાલ પૂછવાનો રહે છે.' રામરાયે કહ્યું 'આપને ખબર છે કે આપે ભેટ આપેલી વીંટી ગૂમ થઇ છે.?'

'એ મ્હેં સાંભળ્યું. દેવશંકરભાઇએ મ્હને વાત કરી પણ એનું કારણ મ્હને સમજાતું નથી.'

'ભલે આપ પધારો. જરૂર હશે તો આપને તસ્દી આપીશું.'

એ ઉઠી. અને ઉઠતાં ઉઠતાં પાછી એણે અમારા ઉપર નજર નાખી. 'મ્હારી જુબાનીની શી અસર થઇ છે?' એ જોવાની લાલસા એમાં હોય એમ મ્હને લાગ્યું.

'એ લાગે છે તો ચાલાક.' એના ગયા પછી રામરાયે કહ્યું. 'અને આ દેવશંકર પણ પાક્કો લાગે છે. એ બેને બનતી રાશ હોય તો પછી પ્રાણજીવન અદેખાઇથી બળે એ સ્વાભાવિક છે.'

જયંતનું એ તરફ ધ્યાન ન હતું. એ કંઈ વિચાર કરતો હતો. એણે ઘંટડી વગાડી એટલે ગરબડ આવ્યો.

'ગરબડ, દેવશંકર હમણાં ક્યાં છે?'

'જોઇ આવું સાહેબ!'

થોડીવારે એણે આવીને ખબર આપી કે 'દેવશંકર બાગમાં ફરતા હતા.'

'કાલે રાત્રે દેવશંકરે કંઈ પહેર્યું હતું કે ઉઘાડે પગે અહીં આવ્યા હતા ગરબડ?'

'એમના પગમાં પાવડી હતી. એ બહાર ગયા ત્યારે મ્હેં એમના બુટ આણી આપ્યા હતા.'

'એ પાવડીઓ ક્યાં છે?'

'એ એમના ખંડ આગળ પડી હશે.'

'તને સમજ પડીને ગરબડ! તપાસ કરતી વખતે ક્યાં પગલાં દેવશંકરનાં ને ક્યાં બીજાનાં તે ખબર પડે એ માટે હું પૂછું છું.'

'જી. મ્હને લાગે છે કે એ લોહીથી ખરડાઇ હતી.'

'સ્વાભાવિક છે. ચારે બાજુ લોહીના છાંટા ને રેલા હતા એટલે

એ ખરડાય. ભલે હવે જા. જરૂર હશે તો બોલાવીશ.'

થોડીવાર પછી અમે પેલા ખંડમાં ગયા. જયંત પેલી પાવડીઓ લઈ આવ્યો હતો. એ લોહીથી ખરડાયલી હતી.

'નવાઇ જેવું.' પાવડીઓ જોઇને બારી આગળ ઉભા રહીને જયંત બોલ્યો.

એણે ધીમે રહીને એક પાવડી પેલા લોહીના નિશાન પર ગોઠવી. એ બરાબર બંધ બેસતી લાગી. એના મ્હોં પર સ્મિત તરવરતું લાગ્યું.

રામરાવનો ચ્હેરો જોવા જેવો થઇ ગયો.

'અરે બાપરે! એમાં શંકાને સ્થાન જ નથી! દેવશંકરે જાતે જ એ છાપ પાડેલી છે. એ બુટ કે જોડા કરતાં પહોળી છે અને એનો ભેદ હવે સમજાયો. પણ એની રમત શી છે તે સમજાય છે જયંતરાય!'

'શી રમત છે?' જયંતે સામે પૂછ્યું. 'કોણ જાણે?'

વસંતરાયે પોતાના હાથ ઘસ્યા. તેમની નવાઇનો પાર ન હતો. એના પર એનું પોતાનું ધ્યાન કેમ ન ખેંચાયું એ વિચાર એને આવ્યો.

*

# ઉ પા

જયંત અને રામરાયને ઘણી વિગતોની તપાસ કરવાની હતી એટલે મ્હેં અમારા ઉતારા તરફ જવાનો વિચાર કર્યો. તેમ કરતા પહેલાં એ ઇમારતને લગતા જૂના બગીચામાં લટાર મારવાનું મ્હને મન થયું. એ ઇમારતના એક ભાગને વીંટાયલો હતો. સરૂનાં ઝાડો સુંદર રીતે હારબંધ ગોળાકારે રોપ્યાં હતાં અને એમને બહુ સફાઇથી કાપવામાં આવ્યાં હતાં. એની વચ્ચેના ભાગમાં આજુબાજુ ભાજી લગાડી વચ્ચે ધરો રોપીને સરખી રીતે કાપેલી હતી.

વચ્ચે વચ્ચે કયારા કરીને તેમાં જાતજાતના ગુલાબ, મોગરા, ચમેલી, ગુલછડી, રજનીગંધા વિગેરેના રોપા નાખ્યા હતા. કેટલીક જગ્યાએ જાઇ, જુઇ, કૃષ્ણકમળ વિગેરે વેલોના નાના નાના માંડવા પણ તૈયાર કર્યા હતા.

એ બધું જોતો હું આગળ ચાલ્યો.

સરૂનાં ઝાડની ઘટા ઘેરાતી હતી અને રંગભુવન તરફ જોતાં કંઇ દેખાય નહિ એટલી એ ગીચ થતી જતી હતી.

રસ્તામાં સ્થળે સ્થળે બાંકડાઓ નાખ્યા હતા અને કેટલીક જગ્યાએ સુંદર ફુવારા તથા આરસનાં પુતળાં પણ ગોઠવ્યાં હતાં.

રહેનારની સમૃદ્ધિ અને રસિકતા એ જોતાં જોતાં મ્હારી નજર આગળ તર્યાં.

એવામાં એકાએક મ્હારે કાને બે જણ, એક પુરૂષ અને એક સ્ત્રીના હસવાનો અવાજ અથડાયો. જ્યારે આ ઇમારતમાં ગંભીર બનાવ બન્યો છે–એના માલિકનું ઘણી જ ઘાતકી રીતે ખૂન થયું છે ત્યારે એના જ બગીચામાં બેસીને આમ ખડખડાટ કોણ હસતું હશે એ જાણવાની મ્હને ઉત્કંઠા થઇ.

એ ગોળાકાર રસ્તે હું જરાક આગળ વધ્યો એટલે મ્હારી નજર એ હસનાર પર પડી. એ દેવશંકર તથા પદ્માવતી હતાં. એ બેઉને જોઇને મ્હારી અજાયબીનો પાર ન રહ્યો. આ તે સ્ત્રી ! હજી હમણાં જ અમે એને જોઇ ત્યારે એ કેવી હતી અને હાલ કેવી દેખાય છે ! કયાં ગયું એનું દયાપૂર્ણ મુખ અને કયાં ગઇ એની દિલગીરી ! એનો ધણી ભયંકર રીતે મરાયો હોવા છતાં એની અંત્યેષ્ટિ ક્રિયા પણ થઇ નથી છતાં એ બાગમાં આવીને ખુશખુશાલ હસી રહી છે ! આ તે શી વિચિત્રતા !

એક ક્ષણમાં જ એમની નજર મ્હારા પર પડી. નાટકના સીનની પેઠે આખો દેખાવ બદલાઇ ગયો. એ બે વચ્ચે એક બે શબ્દોની અદલાબદલી થઇ ગઇ. દેવશંકર ઉઠયો અને મ્હારા તરફ જોઇને મ્હોં મલકાવ્યું.

'આપનું નામ ડૉ, નટવરલાલ, ખરૂં ને ? સાહેબ !' એણે પૂછ્યું.

મ્હેં ડોકુ હલાવી હા પાડી. મ્હારો જવાબ ઠંડો હતો અને એમાં મ્હેં જોયું હતું તેને લીધે પડેલી છાપનું પ્રતિબિંબ હતું.

'એ તો મ્હેં અનુમાનથી જ ધારી લીધું સાહેબ ! જયંતરાયનાં પરાક્રમો વિષે આપે કંઇક પુસ્તક લખ્યું છે તે પરથી અમને આપનું નામ યાદ છે અને એમની સાથે આપ હોવા જ જોઇએ એ અટકળે આપને મ્હેં ઓળખ્યા. પદ્માબ્હેને પણ આપનું એ પુસ્તક વાંચ્યું છે.'

'એ ઘણું સુંદર છે ડૉકટર સાહેબ !' પદ્માવતીએ કહ્યું. 'પણ તમે મ્હને કઠણ હૈયાની ધારી લીધી હશે ખરૂંને સાહેબ !'

'હું બીજાનાં કામમાં ભાગ્યે જ માથું મારવાનું પસંદ કરૂં છું.' મ્હેં જવાબ આપ્યો.

'પણ વખત આવ્યે આપ મ્હને એ માટે દોષિત નહિ ગણો. જો આપને ખબર હોત—'

'પણ એ પોતે જ કહે છે ને કે એમને પારકી પંચાત પસંદ નથી.' દેવશંકરે વચ્ચે જ કહ્યું.

'બરાબર છે. ચાલો–રજા લઉં.' કહીને મ્હેં ચાલવા માંડયું.

'જરા થોભો તો ડૉકટર સાહેબ !' પદ્માવતીએ કહ્યું. 'આપને એક વાત પૂછવાની છે. એ સંબંધી ખાત્રી લાયક જવાબ બીજું કોઇ આપી શકે એમ નથી. આપ જયંતરાયને સારી રીતે જાણો છો અને એમની સાથે આપનો સંબંધ કાંઇ જેવો તેવો નથી. એટલે આપને પૂછવાનું કે જયંતરાયને કોઇ વાત ખાનગી રાહે જણાવવામાં આવે તો તે તેઓ પોલીસને કહી દેશે ખરા ?'

'બરાબર છે.' દેવશંકરે ઉમેર્યું. 'એ જ પૂછવાનું છે. એ જાતે સ્વતંત્ર રીતે કામ કરે છે કે પોલીસના વતી અને તેમને માટે કામ કરે છે ?'

'એવી નાજુક બાબત પર વિવેચન કરવાની મ્હને જરૂર જણાતી નથી.'

'જરા મહેરબાનીની રાહે તો કહો ડૉકટર સાહેબ ! તમારા જવાબથી અમને ઘણી રાહત મળશે.' પદ્માવતીએ આગ્રહ કર્યો.

એ જવાબ આપવામાં મ્હને કૈં નુકશાન ન હતું એટલે અને

મ્હારા જવાબથી કોઇનું પણ કામ સરતું હોય તો ઠીક એ હિસાબે જવાબ આપવાનું મ્હેં પસંદ કર્યું.

'જયંતની તપાસ હમેશા સ્વતંત્ર હોય છે. એ એની મરજી મુજબ અને એને જેમ યોગ્ય લાગે તેમ હમેશાં વર્તે છે. એ છતાં એ જ્યારે પોલીસની સાથે કામ કરે છે ત્યારે પોતાને યોગ્ય લાગતી હકીકત તેમને કહેવાની પવિત્ર ફરજ સમજે છે. એક ગુન્હેગારને સજા કરાવવા કે પછી કોઇને ન્યાય આપવા એ કોઇ પણ બાબત તરફ આંખ આડા કાન કરવાનું પસંદ કરે એમ નથી. આથી વધુ વિવેચનની હું નથી ધારતો કે આપને જરૂર હોય, છતાં વધુ વિગત જાણવા માટે એને પોતાને પૂછશો તો યે હરકત નથી.'

એટલું કહીને મ્હેં ચાલવા માંડયું. હું એમની દૃષ્ટિમર્યાદામાંથી દૂર ગયો ત્યાં સુધી એ બેઉ જણે મ્હારા તરફ જોયાં જ કર્યું અને કંઈક વાતો કર્યા કરી. એ વાતો મુખત્વે મ્હારી અણધારી મુલાકાત અને એનાં પરિણામને લગતી હતી એ સહેજે સમજી શકાય એવું હતું.

'મ્હારે એ લોકોના સાથે ખાનગી રાહે કંઈ જ વાત નથી કરવી.' જયંતને જ્યારે એ મુલાકાતની વાત મ્હેં કરી ત્યારે એણે જવાબ આપ્યો બપોરનો બધો વખત એણે તપાસ કરવા પાછળ ગાળ્યો હતો, અને છેક સાંજે જરા આરામ લેવા જેટલી એને ફુરસદ મળી હતી. 'એવી ખાનગી વાતની જરૂર નથી કારણ કે વખતે એ લોકોને 'છૂપી મસલત અને ખૂન' ના ગુન્હા માટે પકડવા પણ પડે.'

'તું એમ ધારે છે કે પકડવાં પડશે?'

'એ બાબતનો નિર્ણય તો મ્હને ગૂમાયલો ડંબેલ મળશે ત્યારે થઇ જશે. તે પછી તને બધી વિગતો બરાબર સમજાવીશ.'

'પણ એની સાથે ડંબેલને શું લાગે વળગે છે?'

'અરે ભલા માણસ! એટલું યે નથી સમજી શકતો? એક

ડંબેલથી કસરત કેમ થાય ! એ મુદ્દાપર તો રામરાય કે વસંતરાય કોઇનું ભેજું કામ નથી કરતું. મ્હેં જાણ્યું કે તું સમજ્યો હોઇશ પણ તું યે કોરો કાગળ લાગે છે ! જરા વિચાર તો કર, એક ડંબેલની કસરતનું શું પરિણામ આવે ? એક બાજુના સ્નાયુને બળ મળે ને બીજી બાજુના એમ ને એમ રહે પછી શું થાય ?'

એણે હસીને મ્હને ઉડાવવા માંડયો. ડંબેલને એ વાત સાથે શું લાગે વળગે છે તે મ્હારા ધ્યાનમાં ઉતર્યું નહિ. પણ એના કહેવા પરથી એટલુ તો લાગ્યું કે એને આ બનાવ સાથે કંઈક સંબંધ છે ખરો.

'એક મોટામાં મોટું જુઠાણું ! નટવર ! આવી બનાવટી વાત કોઇએ ભાગ્યે કરી હશે. આપણી પાસે એ કેવી સીફતથી રજુ કરવામાં આવી છે તે તો જો. ખરી તપાસ તો ત્યાંથી જ શરૂ થાય છે. સૌથી મોટામાં મોટું જુઠાણું આપણી સન્મુખ દેવશંકરે રજુ કર્યું છે અને એની વાતને પદ્માવતીએ સંપૂર્ણ ટેકો આપ્યો છે; એટલે એ પણ તદ્દન ખોટી વાત રજુ કરે છે અને જુઠાણાનું સમર્થન કરે છે. એ બન્ને છૂપી મસલત કરીને એ જુઠાણું રજુ કરે છે, એટલી વાત તો ચોક્કસ છે. હવે વિચારવા જેવી વાત એ રહે છે કે એ બેઉ શા માટે જુઠું બોલે છે ? ખરી હકીકત શી છે કે તેઓ એને છૂપાવવાને આટલો પ્રયાસ કરે છે ! નટવર ! આપણે એ સંબંધે વિચાર કરીએ છીએ. અને ખરી હકીકત શી હોઇ શકે તેની કલ્પના કરીએ.

'મ્હને શી રીતે ખબર પડી કે એ લોકો જુઠું બોલે છે ? કારણ એટલું જ છે કે એમણે જે વાતો અને વિગતો રજુ કરી છે તે ખરી હોઇ શકે નહિ. એ ઘણી અસંભવિત છે. એમના કહેવા મુજબ ખૂનીને માત્ર એક મિનિટ ભાગ્યે મળી હતી. એટલી વારમાં મરનારથી આંગળીએથી એ વીંટી કાઢવી ને એક પાછી પહેરાવી દેવી—અલબત, એ રીતે વીંટી પાછી પહેરાવી દેવાનું ગુન્હેગાર ભાગ્યે જ પસંદ કરે—એ બધું એક મિનિટમાં બની શકે,

એટલી એની ધીરજ રહે એ હું માની શકતો નથી. તું કદાચ એ બાબત દલીલ કરીશ પણ એમાં જરા યે વજુદ જેવું મ્હને નથી લાગતું. તું કહેશે કે પ્રાણજીવન પાસેથી ખૂન કરતા પહેલાં વીંટી કઢાવી હશે પણ એ અસંભવિત વાત છે. મીણબત્તી જરાક જ બળી છે એ બતાવી આપે છે કે એ બે વચ્ચે સ્હેજ વાર વાત થઇ છે. અને આપણે સાંભળ્યું છે કે પ્રાણજીવન ઘણો નિર્ભય તેમ જ હિંમતવાન હતો તો પછી એ એવી રીતે એની પ્રિય વીંટી–કારણ કે પદ્માવતીની એ ભેટ હતી એટલે–કાઢી આપે એ માની શકાય એવી વાત નથી. મ્હને લાગે છે કે ખૂની થોડા વખત માટે પણ મરનાર પાસે ઉભો હતો અને તે વખતે લેંપ સળગાવેલું હતું. એ વિષેની મને શંકા નથી. હવે બીજી વાતનો વિચાર કરીએ એનું મૃત્યુ બંદુકની ગોળીથી થયું એ તો નિર્વિવાદ છે. અને આપણને કહેવામાં આવે છે તે પહેલાં કેટલોક વખત આગળ બંદુક ફુટી હોવી જોઇએ, અને એમ થયું હોવું જ જોઇએ. એટલે હવે આપણે ચોક્કસ અનુમાન કરી શકીએ કે આ બે જણાં–દેવશંકર અને પદ્માવતી છૂપી મસલત કરીને બંદુક ક્યારે ફૂટી, એમણે એનો અવાજ ક્યારે સાંભળ્યો અને શું કર્યું એ વિષે તદ્દન ભળતી વાતો રજુ કરે છે. એ બધાને ટપી જાય એવું જુઠાણું તો ખૂની શી રીતે પલાયન કરી ગયો તેને લગતું છે. એમના હિસાબે તો પેલી લોહીનાં પગલાંનાં નિશાનવાળી બારીએ થઇને નાસી ગયો અને લોહીનાં પગલાંનાં નિશાન એનાં છે. પણ ખરી રીતે એ નિશાન દેવશંકરની પાવડીઓનાં છે અને પોલીસને ભળતો ખ્યાલ તથા થાપ આપવાના ઇરાદાથી એણે જ તે પાડેલાં છે. હવે તને લાગે છે કે એની સામે આ કેસ ગંભીર રૂપ પકડતો જાય છે?

'હવે કેટલા વાગ્યે ખૂન થયું તેનો વિચાર કરીએ. આપણને કહેવામાં આવતો સમય તદ્દન ખોટો છે. એ વખતે ખૂન થયું હતું એ ન માની શકાય એવી વાત છે. સાડાદસ વાગ્યા સુધી ઘરમાં

બધા નોકરો જાગતા હતા. આમતેમ કામ કરતા હતા. પોણાઅગી-આરે એ બધા સૂઇ જવા ગયા. ગરબડ એકલો જ કૈં કામમાં હતો. આજે બપોરે તારા આ તરફ આવવા નિકળવા પછી મ્હેં કેટલાક અખતરા કરી જોયા. બધાં બારણાં બંધ કર્યાં હોય તે વખતે પેલા ખંડમાં કરેલા બંદુકના જેવો અને જેટલો અવાજ કયાં સુધી સંભળાય એ પાછળના ભાગમાં સંભળાય છે કે કેમ અને સંભળાય છે તો કેવી રીતે સંભળાય છે એ બધા અખતરા મ્હેં કરી જોયા. ગરબડ જ્યાં હતો ત્યાં એ અવાજ નથી સંભળાતો. નોકરોના સુવાના ખંડમાં પણ ન સંભળાય. માત્ર કાશીના ઓરડામાં એનો અણુસાર પડે. બહુ મોટો અવાજ હોય તો જરા ખબર પડે. જે બંદુકનો ઉપયોગ કરવામાં આવ્યો છે તે નળી આગળથી કાપી કાઢેલી હોવાથી જ્યારે એ કોઇ પાસેની ચીજ પર છોડવામાં આવે ત્યારે ઘણો ઓછો અવાજ થાય એમ છે. પ્રાણજીવન પર એ તદ્દન નજીક ઉભા રહીને છોડેલી છે એટલે તો એનું માથુ છિન્નભિન્ન થઇને ન ઓળખાય એવું થઇ ગયું છે. હવે આપણે કાશીબાઇની જુબાની યાદ કરીશું તો એણે ઘંટ વાગતો સાંભળ્યો તે પહેલાં અર્ધાએક કલાક અગાઉ બારણાં અથડાવાં હોય એવો કૈંક અવાજ સાંભળ્યો એમ એણે આપણને કહ્યું હતું. એ અવાજ શાનો હતો ? એ અવાજ એણે પોણા અગીઆરને સુમારે કે તે પછી પાંચેક મીનીટે સાંભળ્યો એમ એના બોલવા પરથી અનુ-માન કરી શકાય છે, મ્હારી ખાત્રી છે કે એણે જે અવાજ સાંભળ્યો તે પેલી બંદુક ફુટવાનો અવાજ હતો. અને એ જ ક્ષણે ખૂન થયું હતું એ રીતે આપણે અનુમાન કરી શકીએ છીએ કે પોણાઅગી-આર ને અગીઆરની વચ્ચે ખૂન થયું હતું એમ બન્યું હોય તો તે પછી સવાઅગીઆર કે પછી જે વખતે દેવશંકરે ભયના ઘંટની ચાવી દાબી ત્યાં સુધી એ બે જણે શું કર્યું ? એ બે જણે ખૂન કર્યું નથી એમ આપણે માનીએ તો પણ એટલો વખત આશરે અર્ધો-

એક કલાક એમણે કૈંક ગોઠવણુ કરી. એમણે તરત જ ચાવી દાબીને ઘંટ કેમ ન વગાડયો ? એ એક મોટો સવાલ છે અને એનો સંતોષ-કારક જવાબ મળે તો આપણે આ કેસનો ઉકેલ ને નિકાલ જલદી કરી શકીએ.'

'મ્હારી તો ખાત્રી થઇ ગઇ છે' મ્હેં કહ્યું. 'કે એ બે જણા વચ્ચે છૂપી મસલત છે. પોતાના ધણીનું શબ હજી પડયું છે. એનું કરપીણુ રીતે ખુન થયું છે છતાં દેવશંકર સાથે બગીચામાં બેસીને ખુશખુશાલ વાત કરતાં પદ્માવતીને જોઇ ત્યારથી જ મ્હને એને માટે તિરસ્કાર થયો છે. એ બેનું વર્તન મ્હને તો ઠીક નથી લાગતું.'

'બીજી બાબતમાં ગમે તેમ હોય, આપણે તો આ ગુન્હાને લગતી તેમની વર્તણુક જોવાની છે. પદ્માવતીનું વર્તન ગૃહસ્થની સ્ત્રીને છાજે એવું મ્હને નથી લાગ્યું. તું જાણે છે કે તારી માફક હું સ્ત્રી વર્ગનો પ્રશંશક નથી છતાં તને એમ નથી લાગતું કે કોઇ પણ સ્ત્રી પોતાના પતિનું મરણ સાંભળી એની પાસે દોડી ન જાય ? આપણી પાસે રજુ થયેલી વાત મુજબ પદ્માવતી હજી પણ એ ખંડમાં નથી ગઇ. એણે એના પતિના શબને ઝાંખીને જોયું પણ નથી. આ એનો સ્નેહ ? તને શું લાગે છે ? પ્રાણજીવન અને એની વચ્ચે પુષ્કળ સ્નેહ હતો એમ આપણે સાંભળ્યું છે પણ એનું વર્તન શું પુરવાર કરે છે ? ગમે તેવી બેપરવા સ્ત્રી પણ પોતાના પતિ પાસે એવી સ્થીતિમાં ગયા સિવાય ન રહે. એનું મરણ સાંભળી છાતી માથાં કૂટે કે આકાશ પાતાળ એક કરે. એવું કાંઇ આપણે સાંભળ્યું ખરૂં ? એતો દેવશંકરે જરા આગ્રહ કર્યો અને કાશીબાઇ લઇ ગઇ એટલે ઉપર જઇને બેસી રહી. જરા રડીને ડુશકાં ભર્યાં એ સાગર આગળ ઘડાનો હિસાબ ન હોય તેમ કૈં હિસાબમાં લેવાય તેવું નથી. ગમે તેમ પણ એ બધો વેશ બરાબર ભજવાયો નથી. આ પ્રસંગ પર વિચાર કરે તો ગમે તેને એના વર્તન માટે શંકા આવ્યા વિના ન રહે. બીજુ કૈં નહિ તો પણ આ એક જ બનાવ

એ લોકોની છૂપી મસલત પુરવાર કરવાને પુરતો છે.'

'તું એમ માને છે કે દેવશંકર અને પદ્માવતીએ આ ખૂન કર્યું છે?'

'એ સવાલ જરા વધારે પડતો છે. એ માનવું ભૂલ ભરેલું છે. તું એમ પૂછતો હોય કે ખૂનને લગતી બધી હકીકત દેવશંકર અને પદ્માવતીને ખબર છે અને એ બેઉ જણા એ હકીકત છુપાવીને ભળતી વાત રજુ કરે છે તો એનો જવાબ હું સંતોષકારક આપું. એ લોકો જરૂર એમ કરે છે એવું હું કહું. બાકી એ બે જણા ખૂની છે એમ હું નથી માનતો. એ માનવામાં કંઇ કંઇ અડચણો છે તેનો તારી ઇચ્છા હોય તો આપણે વિચાર કરી જોઇએ.

'આપણે સૌથી પહેલુ અનુમાન એ કરવું પડે કે એ બે વચ્ચે છૂપો પ્રેમ છે અને એમનો વિચાર આડખીલી રૂપ પ્રાણજીવનનું કાસળ કાઢવાનો છે. એ અનુમાન જરા વધારે પડતું છે અને એ સંબંધી કરેલી તપાસ નિષ્ફળ નિવડી છે. ઉલટું આપણને એમ કહેવામાં આવ્યું છે કે પ્રાણજીવન અને પદ્માવતી વચ્ચે પુષ્કળ પ્રેમ હતો. અને એ બેઉ સુખી દંપતી હતાં.'

'એની કોણ ના કહે છે, છતાં એ અનુમાન સાવ અસંભવિત નથી. ફરી—' એમ કહેતી વખતે પણ બાગમાં જોયેલું પદ્માવતીનું હસતું મુખારવિંદ મ્હારી નજર આગળ તર્યું. એ પ્રત્યેનો મ્હારો તિરસ્કાર તાજો જ હતો

'અલબત, અંદરખાનેથી એમ હોય એવું આપણે અનુમાન કરીએ, તો પછી એ બેઉ જણ ઘણાં જ પાકાં અને ખંધાં હોવાં જોઇએ. પ્રાણજીવન પર કોઇ જાતના ભયનાં વાદળ ઘેરાઇ રહ્યાં છે—'

'એ વિષે પણ આપણે એમની જુબાનીનો જ આધાર લેવો પડે છે.'

જયંત જરા વિચારમાં પડી ગયો.

'એમ ! તારી માન્યતા મુજબ તો એ વાત પણ બનાવટી છે. એમ જ ને નટવર ! તો તો પછી એ છૂપો ભય, ભયનાં વાદળ, કાળી ખીણ અને સર્વાધિકારી શ્યામભાઉ, કે શ્યામરાય બધાં જ ઉપજાવી કાઢેલાં ભળતાં જ અને આડે માર્ગે દોરનારાં ઓઠાં જ છે ! ચાલો, એ પણ ઠીક. એ રીતે વિચાર કરી જોઇએ. એ બધું તારા કહેવા મુજબ એ બે જણે ગુન્હાના બચાવ માટે ઉભું કર્યું તો પછી ગુન્હેગાર બહારથી આવ્યો હતો એ પુરવાર કરવાને પેલી સાઇકલ પણ એમણે સંતાડી અને બારી પર લોહીનાં નિશાન પણ એમણે જ કર્યાં. એ બધું તો બરાબર બંધ બેસતું આવી રહે છે નટવર ! પણ હવે કેટલીક અસંગત વાતો આવે છે. એ લોકોએ પેલી કાપી કાઢેલી બંદુક શા માટે વાપરી ? એમની ખાત્રી શી રીતે થઇ કે એનો અવાજ નોકરોને નહિ સંભળાય ? કાશીબાઇએ બારણું અથડાવાનો અવાજ સાંભળ્યો એ પણ માત્ર એક નસીબયોગ હતો, બાકી જો એ બહેરી ન હોત તો એને એ અવાજ એવો ન લાગત. એને મારી નાખવો હતો તો પછી બીજા રસ્તા કયાં ન હતા કે આ રીતે કર્યું ? આ બધાનો શો જવાબ આપે છે નટવર !'

'એ બધી વાતો અસંગત છે એની ના ન કહેવાય.'

'એ ઉપરાંત જો એ લોકોએ જ ખૂન કર્યું હોય તો પેલી વીંટી શા માટે કાઢી લે ?'

'એ પણ વિચાર કરવા જેવી વાત ખરી.'

'અને સાઇકલ છૂપાવવાની વાત વળી એથી વધારે મુર્ખાઇભરી છે એનાથી તો કોઇ પણ માણસને શંકા આવે કે ખૂની સાઇકલ લઇને નાસી જવામાં ફાવે કે પગે ચાલતો જવામાં ? ખરી રીતે તો નાસી જવામાં એ ખરેખરી મદદ કરે.'

'એનો તો કંઇ ખુલાસો નથી.'

'ના રે ના ! એમ નન્નોવાસ્યે ઓછું જ ચાલે એમ છે ! જરા વિચાર કરીશું તો એનો ખુલાસો પણ મળી રહેશે. એ વિષે આપણે

કેટલીક કલ્પનાઓ અને અનુમાનો કરીએ અને ઘણીવાર એ રીતે આપણે ખરી વાત શોધી શકયા છીએ એનો તો તને અનુભવ છે.

'આપણે એમ માનીશું કે પ્રાણજીવનના જીવનમાં એક છૂપો ભેદ કોઇ ભયંકર ગુન્હાને લગતો કે એવા જ કોઇ ગેરકાયદેના પ્રસંગને લગતો હતો. એ પ્રસંગને લીધે કોઇ માણસ એનું ખૂન કરે છે. અલબત, એ બહારનો માણસ છે. કોઇ ન સમજી શકાય એવા કારણસર એણે પેલી વીંટી લીધી. મ્હારે કબૂલ કરવું જોઇએ કે એ વિષે હું કાંઇ જ સફળ અનુમાન કરી શકયો નથી. એ માણસ ન્હાસી જાય તે પહેલાં બંદુકનો અવાજ સાંભળીને દેવશંકર અને પદ્માવતી આવી લાગ્યાં. પેલાએ એમને ભડકાવ્યાં અને ખાત્રી આપી કે જો તેઓ એને પકડવાનો કોઇ પણ પ્રયત્ન કરશે તો એ કોઇ ભયંકર ગુપ્ત રહસ્ય ઉઘાડું પાડયા સિવાય નહિ રહે. વખતે એ એણે સ્હમજાવ્યું પણ હશે. એ ઉપરથી આ બે જણે એને જવા દેવાનું પસંદ કર્યું. વખતે એ નિર્ણય પર આવ્યા પછી એમણે પૂલ પણ નીચે ઉતાર્યો હોય એ બનવા જોગ છે. એને નીચે ઉતારતાં કે ઉંચકતાં ઝાઝી મહેનત પડે કે અવાજ થાય એવું નથી. પેલો માણસ પછી નાસી છૂટયો. એને એમ લાગ્યું હશે કે સાઇકલ પર જવા કરતાં પગે ચાલીને જવામાં વધુ સલામતી છે એટલે એ સાઇકલને રહેવા દઇને જ નાસી ગયો. આટલે સુધી તો બધી વાત સાંગોપાંગ બંધ બેસે એવી અને સુસંગત લાગે છે ખરૂં ને ?'

'એની ના ન પડાય.' મ્હેં જવાબ આપ્યો.

'અલબત, જે કાંઇ બન્યું છે એ આપણે ભૂલવું નથી જોઇતું નટવર! છતાં આપણી આ અનુમાન પરંપરા આગળ ચલાવીએ તો પેલા ગુન્હેગારના ન્હાસી જવા પછી આ બે જણને ખબર પડી કે પોતે કેવા સંજોગોમાં છે અને કઇ રીતે સંજોગના ભોગ થઇ પડયા છે. એ જુગલજોડીએ હવે શું કરવું તેનો વિચાર કરવા માંડયો; અને છટકવાની બારીઓ શોધવા માંડી. દેવશંકરે પાવડી

વતી પેલી બારી પર લોહીનાં નિશાન પાડયાં એ પરથી એમ સમજાવી શકાય કે ખૂની એ રસ્તે ન્હાસી છૂટયો છે. અને પછી એ બે જણે કઇ રીતે અને કયા સ્વરૂપમાં વાત બહાર પાડવી, શો વેષ ભજવવો એ બધાનો વિચાર અને નિર્ણય કરી લીધો. એ બે જણે જ બંદુક ફૂટવાનો અવાજ સાંભળ્યો હતો એટલે આ બધી તૈઆરી કરવામાં અર્ધોએક કલાક ચાલ્યો ગયો. એમની તૈઆરી પુરી થઇ એટલે નાટક ભજવવા માટે દેવશંકરે ભયના ઘંટની ચાંપ દાબી.'

'પણ આ બધું તું શી રીતે પુરવાર કરશે ?'

'એ પણ વિચાર થઇ શકે એમ છે. પેલા બહારના માણસ સંબંધે તપાસ કરીને એનો પત્તો મેળવી શકાશે. એ મળ્યો એટલે બધી વિગત બહાર પડશે. એ ન મળે તો—તો પણ એમાં ઝાઝી હરકત નહિ આવે. એ બાબત કૈં નિર્ણીત વિચાર કરવા મ્હારે એ ખંડમાં આજે સાંજના ફરીથી જવું પડશે.'

'ફરીથી એકલા ત્યાં જવું છે ?'

'હાસ્તો. મ્હેં એ બાબત ગરબડ સાથે ખાનગી રીતે ગોઠવણ કરી છે. એને દેવશંકર માટે સારો અભિપ્રાય નથી એ તો તને ખબર છે. પેલી તારી મોટી છત્રી મ્હને આપને. વખતે એનું કામ પડશે.'

'આ રહી.'

'પણ એનું શું કામ પડયું ? જયંત ! હથીઆર તરીકે એ કૈં કામ લાગે એવી નથી. એ બહુ નબળું હથીઆર ગણાય.'

'પણ ભય જેવું કૈં નથી. એવું હોત તો મ્હેં તને મ્હારી સાથે આવવા કહ્યું હોત. આપણા સાથીદારો આવે એટલે હું જઉં. એ લોકો સાયકલના માલિકનો પત્તો લગાડવા વિલાસપુર ગયા છે.'

સાયંકાળ પછી રામરાય અને વસંતરાય વિલાસપુરથી પાછા ફર્યા. એમનું કામ ઘણું ખરૂં ફત્તેહમંદ નિવડયું હતું.

'કોઇ ત્રાહિત માણસનો હાથ નથી એમ હું કહેતો હતો પણ

તે ખોટું પડયું.' રામરાયે જણાવ્યું. 'અમે સાઇકલના માલિકનો પત્તો મેળવ્યો અને એ કેવો માણસ હતો એ વિગત પણ મેળવી એટલે હવે આપણું કામ સરાણે ચડશે ખરૂં.'

'સારી વાત છે !' જયંતે કહ્યું.

'પ્રાણજીવનદાસ વિલાસપૂર ગયા હતા અને ત્યાંથી પાછા ફર્યા પછી એ ગભરાયલા જણાતા હતા એ સાંભળ્યા પછી મ્હને લાગ્યું કે વિલાસપુરમાં એણે પોતાની સામે ઝઝુમતો ભય જોયો હશે એટલે આ માણસ વિલાસપુરથી જ આવ્યો હોવો જોઇએ. તે ઉપરથી વિલાસપુરમાં તપાસ કરવા માંડી. એ છ સાત જગ્યાએ બતાવી એટલે મણિલાલની લૉજમાં એનો પત્તો લાગ્યો. એણે જવાબ આપ્યો કે એ સાઇકલવાળો હુંસજી બે દિવસથી એને ત્યાં આવેલો છે. એનું નામ હુંસજી વિઠ્ઠલ. એનું મુંબાઇનું સરનામું આપ્યું નથી પણ એ કહેતો હતો કે એ આફ્રિકાથી થોડા વખતથી આવ્યો છે અને મુંબાઇમાં કોઇ સગાને ત્યાં ઉતર્યો હતો. આ તરફ સહેલ કરવા આવ્યો છે.'

'એમ છે ! અમે અહીંઆં વાતોનાં વાળુ કરતા બેઠા છીએ અને તમે તો આ બધું શોધી પણ કાઢયું !' જયંતે જણાવ્યું.

'હાસ્તો !' રામરાયે હસીને કહ્યું.

'પછી—'

'એ ગઇકાલે સવારનો ગયો છે તે પાછો જ ફર્યો નથી. એની ચીજોમાં એક થેલી હતી તે તપાસી પણ એમાંથી કંઇ જ મળ્યું નહિ. એ સાઇકલ પર બેસીને નીકળ્યો હતો પણ પાછો નથી ગયો.'

'એજ જરા નવાઇ જેવું છે જયંતરાય' વસંતરાયે કહ્યું. 'એ જો ડાહ્યો હોત તો ટાઢે કલેજે જઇને રાત્રે ત્યાં જ સુઇ જાત અને એને માટે કોઇને શક જાત નહિ અને શાંતિથી મુંબાઈ ચાલ્યો જાત પણ એ નથી ગયો એટલે લૉજવાળો પોલીસને ખબર આપે

એ સ્વાભાવિક છે અને એના ગૂમ થવાની તપાસ થાય એટલે પોલીસને એના ગૂમ થવાને રંગભુવનવાળા બનાવ સાથે કંઇ સંબંધ હશે એવો શક આવ્યા સિવાય રહે જ નહિ.'

'બરાબર છે છતાં કહેવું જોઇએ કે એણે જે કર્યું છે તેમાં પોતાનું ડહાપણ વાપર્યું છે; કારણ કે હજી સુધી એ પકડાયો નથી. પણ એનો દેખાવ—'

રામરાયે પોતાની નોટ બુકમાં જોઇ જવાબ આપ્યો:

'એ વિષે ઝાઝી વિગત નથી મળી. છતાં એની ઉંચાઇ પાંચ ફુટ નવેક ઇંચ જેટલી હશે ઉમર વર્ષ પચાસને આશરે, બાંધો ખડતલ, માથાના વાળ જરા ધોળા થઇ ગયેલા. મોઢાનો દેખાવ ક્રોધી અને ભયંકર.'

'છેલ્લી વિગત બાદ કરીએ તો એ વર્ણન પ્રાણજીવનને પણ મળતું આવે છે.' જયંતે જણાવ્યું. 'એ પણ પચાસ વર્ષની ઉમરનો એટલો જ ઉંચો અને એવા વાળ વાળો છે. એ સિવાય બીજી કંઇ વિગતો—'

'એનાં કપડાંનું વર્ણન, તે વિના બીજું કંઇ નથી. એની સાથે સામાનમા એક સાઇકલ અને નાની સરખી સાઈકલ પાછળ બંધાય એવી થેલી.'

'ઠીક. એ થેલીમાં પેલી બંદુક હશે અને એ છૂપાવીને બહાર જતી વખતે લઇ ગયો હશે.'

'એની ખબર ચારે બાજુ મ્હેં આપી દીધી છે અને પોલીસની ચક્કાર નજરમાંથી એ ભાગ્યે જ છટકી શકશે. હવે કેટલી વાત ચોક્કસ પણે આપણે જાણી શકયા તે જોઇએ.

'હાંસજી વિઠ્ઠલ નામનો માણસ આફ્રિકા ખાતેથી આવે છે. એ મુંબઇ ઉતરી બારોબાર વિલાસપુર આવે છે. પોતાની સાથે પેલી બંદુક લેતો આવે છે. કાલે સવારના એ વિલાસપુરથી રંગપુર આવવા નિકળે છે. આ તરફ સાઇકલ પર જનારની સંખ્યા નાની

સુની નથી એટલે એના પર કોઇનું ધ્યાન ખેંચાય એમ નથી. એ અહીં આવીને સાઇકલ છૂપાવી દે છે. પછી એ આમ તેમ ભરાઇને મકાન પર નઝર રાખે છે. વખતે પ્રાણજીવન બહાર આવે તો એને બહારની બાજુએ જ પુરો કરવાનો એનો ઇરાદો હશે. એ જાતની બંદુક ઘરમાં વાપરવા માટે એણે નહિ આણી હોય પણ બહાર જંગલમાં પોતાની નેમ બરાબર તકાય ને કામ અચૂક પાર પડે એ માટે એણે એ પસંદ કરી હશે. પ્રાણજીવન બહાર નીકળે તો એને એક્કે ધડાકે પૂરો કરી ન્હાસી જવાનો એનો ઇરાદો હશે. બંદુકના અવાજ કૈં કેટલા યે થાય છે અને ઘણી વખત એ તરફની પથ્થરની ખાણોમાં એથીએ મોટા દારૂના ને ડાયનેમાઇટના અવાજ થાય છે એટલે એના તરફ કોઇનું ધ્યાન પણ નહિ ખેંચાય એવી એની માન્યતા હશે.'

'એ બધુ ઘણું જ સરળ અને સ્હમજી શકાય એવું છે.' જયંતે કહ્યું.

'પણ એની ધારેલી ઇચ્છા બર ન આવી. પ્રાણજીવન બહાર આવ્યો જ નહિ એટલે એને બીજો માર્ગ લેવાની ફરજ પડી. સાંજ પડી ગઇ હતી એટલે ચપળતાથી કામ લીધા સિવાય છુટકો નહતો. એણે પૂલ નીચે ઉતારેલો જોયો અને કોઇ ચોકી કરતું નથી એવી એની ખાત્રી થઇ એટલે એ ઘરમાં ઘુસ્યો. વખતે કોઇ મળે તો ભળતો જ જવાબ આપવાનો એણે વિચાર કર્યો હશે અથવા જવાબ ગોઠવી રાખ્યો હશે પણ સદ્‌ભાગ્યે કોઇ મળ્યું જ નહિ. એ પેલી નજીકની ઓરડીમાં સંતાઇ ગયો. વખત પસાર થયો અને એણે પૂલ ઉચકાતો જોયો. એને લાગ્યું કે બહાર જવાનો રસ્તો ખાડી ઓળગ્યા સિવાય બીજો ન હતો. એ સવા અગીઆર સુધી ત્યાં જ થોભ્યો અને હમેશના રિવાજ મુજબ પ્રાણજીવન એ ખંડ જોવા આવ્યો ત્યારે એને ઘાયલ કરી, મારીને ન્હાસી છુટ્યો. એને લાગ્યું કે લૉજવાળો સાઇકલની વાત કરશે એટલે સાઇકલ રહેવા દઇને એ પગપાળો અથવા બીજા કોઇ પણ સાધનનો ઉપયોગ કરીને મુંબાઇ

પહોંચી ગયો. એ બધું કેમ લાગે છે ? જયંતરાય !'

'એ પણ સરળ અને સીધી વાત છે મી. બક્ષી ! આપની વાર્તા એ રીતે પુરી થાય છે. મ્હારી વાત કૈં જૂદી જ છે. એ પ્રમાણે તો આપણને કહેવામાં આવ્યું છે તેની પહેલાં અર્ધો કલાક અગાઉ ખૂન થયું છે; પણ દેવશંકર તથા પદ્માવતી બેઉ જણા છૂપી મસલત કરીને કેટલીક જરૂરી વિગતો છૂપાવે છે. એ બેઉ જણાએ ખૂનીને નાસવા દીધો કે નાસી જવામાં મદદ કરી છે. એ જુગલ જોડી ખૂની નાસી જાય તે પહેલાં એ ખંડમાં પહોંચી ગઇ છે એ વાત ચોક્કસ છે. ગમે તે કારણસર એ બેઉ જણ કેટલીક વાતો ઉપજાવી કાઢે છે અને તે મુજબ ખોટી જુબાની આપે છે. બારી ઉપર પાવડી વતે લોહીના નિશાન પાડીને કહે છે કે ખૂની એ રસ્તે નાસી ગયો હશે. ખરી રીતે તો એમણે પૂલ નીચો ઉતારીને ખૂનીને જવા દીધો છે. એટલે સુધી મ્હારી વાત આવી છે.'

પેલા બેઉ જણે પોતાનાં ડોકાં હલાવ્યાં. એમને ગળે એ વાત ન ઉતરી.

'જો આપની વાત ખરી હોય જયંતરાય ! તો આપણે ઓલામાંથી નીકળીને ચૂલામાં પડીએ છીએ એમ કહીએ તો ચાલે.' રામરાયે કહ્યું.

'અને વળી એ બનાવ તો ઘણો જ ગંભીર હોય એમ લાગે છે.' વસંતરાયે કહ્યું. 'પદ્માવતીએ આફ્રિકા જોયું પણ નથી તો પછી એની ને ખૂનીની વચ્ચે કોઇ પણ જાતનો સંબંધ શી રીતે હોઇ શકે કે જેથી એ એના બચાવ માટે આટલું કરે ?'

'અલબત, એમાં ઘણી અડચણો નડે છે.' જયંતે જણાવ્યું. 'તો પણ એનો ઉકેલ હું કરી શકીશ. આજે રાતના મ્હારે કેટલીક તપાસ કરવાની છે એ કર્યા પછી એ વાત પુરી કરીશ. હજી તો અધુરી છે.'

'આપની તપાસમાં અમારી મદદ કામ આવશે ?'

'ના રે ના! ડૉકટર :નટવરની છત્રી અને રાત્રિનો અંધકાર એ બે જોઇએ એવા સાથીદાર છે અને એમની મદદ પૂરતી છે. ગરબડે પણ જોઇતી સગવડ કરવાનું કબુલ્યું છે એટલે હરકત નથી. મ્હારી તપાસ મુખ્યત્વે પેલા ગૂમ થતા ડંબેલને લગતી છે. એક ડંબેલથી કસરત શી રીતે થઇ શકે!'

'ચક્રવાક પક્ષી માફક એની જોડી ન મળે તો એ બિચારો ઝુરી ઝુરીને મરી જ જાય.' મ્હેં કહ્યું

રાતના મોડેથી જયંત પાછો ફર્યો તે વખતે મ્હારી આંખો નિદ્રાના ભારથી ઘેરાયલી હતી અને એવે વખતે લાખ રૂપીઆની ઉંઘ ખોટી કરવાનું મ્હને ઠીક લાગ્યું નહિ. પૂરતી ઉંઘને આરામ ન લીધાં હોય તો આખો દિવસ નકામો જાય એવી મ્હારી પ્રકૃતિ છે એટલે એમ કર્યા સિવાય બીજો ઉપાય ન હતો.

*

# પ્ર કા શ

બીજે **દિવસે સવારના** રામરાય શામરાવની સાથે કેટલીક વાટાઘાટ કરતા બેઠા હતા. એમની પાસે ટેબલ પર કેટલાક કાગળ અને તારો પડયા હતા. અને તેઓ ધ્યાન દઇને જોતા હતા અને રીતસર ગોઠવતા હતા; અને એની પાછળ કંક લખતા હતા. ત્રણ કાગળો તપાસીને ઘડી વાળીને એક બાજુ મૂકયા હતા.

'હજીએ પેલા સાઇકલીસ્ટની શોધ ચાલે છે?' જયંતે પૂછ્યું. 'એની છેલ્લી છેલ્લી કયાંથી ભાળ મળે છે?'

'એની ખબર પૂના. ખંડાલા, લોનાવલા, નાસીક અને સુરત વિગેરે ચૌદેક ઠેકાણેથી મળે છે. ખંડાળા, ખડકી અને નાસીકમાં તો એ પકડાયો પણ છે. ચારે તરફ એના જેવા દેખાવના માણસો ઉભરાઇ જતા લાગે છે.'

'અરે બાપરે !' જયંતે હસતાં હસતાં કહ્યું. 'મ્હારે તમને બેઉને થોડીક સલાહ આપવાની છે, રામરાય ! તમને યાદ હશે વસંતરાય ! કે આ કેસની શરૂઆતમાં જ આપણે એક બે બાબતોની ચોખવટ કરી લીધી હતી. મ્હારે મ્હારી મરજી ફાવે તે મુજબ તપાસ કરવી અને એનું પરિણામ મ્હને ઠીક લાગે ત્યારે કહેવું. અર્ધી અને ભળતી વિગતો આપવાનું મ્હને પસંદ નથી અને જ્યારે ત્યારે હું પહેલેથી છેલ્લે સુધી ભેદનો ઉકેલ ને નિકાલ કર્યા પછી જ કહેવાનું પસંદ કરૂં છું એ બધું મ્હેં કહેલું તે યાદ હશે. હવે મ્હારે કહેવાનું એટલું જ છે કે જે વિચારો મ્હેં કર્યા છે અને જે અનુમાનો મ્હેં બાંધ્યાં હતાં તે બધાં ખરાં છે એની મ્હેં પ્રતીતિ કરી લીધી છે. એમાં માત્ર થોડીક જ તપાસ બાકી છે. આ સંજોગોમાં તમારી આ નિષ્ફળ જાય એવી તપાસમાં તમને ગુંથાયલા રાખવા એ એક સાથીદાર તરિકે મ્હને યોગ્ય નથી લાગતું. તમારી આ તપાસનું પરિણામ શૂન્ય છે એમ કહું તો ખોટું નહિ લગાડતા. મ્હારી મુખ્ય સલાહ ઘણી જ ટુંકી છે અને તે માત્ર ત્રણ શબ્દોમાં જ આપું છું કે 'તપાસ છોડી દો.''

રામરાય અને વસંતરાય બેઉ જણે અજાયબીમાં ગરકાવ થઇને જયંત સામે જોયું.

'શું કહ્યું ? જયંતરાય ! આ તપાસ નકામી છે ?'

'હું ધારૂં છું કે તમે કરી રહ્યા છો તે તપાસ નકામી છે અને એને પરિણામે વાતનો ભેદ નહિ મળી શકે.' જયંતે જવાબ આપ્યો.

'પણ આ સાઇકલવાળો માણસ, એનું કામ, એની વિગતો, એને મેળવવાના અમારા પ્રયત્નો એ બધું યે નકામું છે ?'

'હા બાપુ હા ! તમારો સાઇકલવાળો ગમે ત્યાં હોય, તમે એને મેળવી શકો કે નહિ, એ બધુંયે, તમારી મહેનત અને શક્તિનો દુર્વ્યય કરવા જેવું છે. પછી ઇચ્છા હોય તો સુરત જાવ કે નાસીક દોડો પણ પરિણામ શૂન્ય સિવાય બીજું નથી આવવાનું. એના

કરતાં બીજો ટુંકો માગ છે અને એ રસ્તે આપણે જલદીથી આનો નિકાલ કરી શકીશું.'

'પણ તમે બધું ખુલ્લે ખુલ્લું કહી દેતા નથી અને ગોળ ગોળ વાત કરો છો તેનું કેમ? જે હોય તે કહી દો ને'

'આપણે શરૂઆતમાં જ શી વાત થઇ હતી તે તમે ભૂલી જાવ છો. મ્હારી તપાસનો છેવટનો ભાગ બાકી છે એ પુરો થયે બધી હકીકત–ખરેખરી વિગતો અને પરિણામ–તમારી પાસે રજુ કરીશ. એમ કરતાં વધુ વખત નહિ લાગે. ઘણું ખરૂ કાલે અત્યારે તો આપણે આમાંથી પરવારીને મુંબાઇ પહોંચી ગયા હઇશું. જ્યારે તમારી તપાસને દહાડાના દહાડા લંબાવવા પડે એમ છે.'

'એ વાત તો ખરી જયંતરાય! ગઇ કાલે અમે વિલાસપુરથી પાછા ફર્યા ત્યારે આપણે વાત થઇ હતી અને તમે કહેતા હતા કે અમે ઠીક પ્રગતિ કરી હતી, જ્યારે અત્યારે બીજું જ કહો છો તો એટલા વખતમાં આપને બીજી શી વિગતો મળી કે અમને આ સલાહ આપવાનું આપને યોગ્ય લાગ્યું?'

'તે પછી બીજું વધારે પડતું કાંઇ જ થયું નથી. કાલે રાત્રે એક બે કલાક મ્હેં રંગભુવનમાં તપાસ કરી.'

'શી બાબતની?'

એ વિષે તો તમને મુદ્દાસરનો એટલો જ જવાબ આપી શકું કે એ વખતે હું એ મકાનનો ઇતિહાસ તપાસતો હતો. સત્તરમી સદીમાં રંગપુર જાહોજલાલીના પુર બહારમાં હતું. એ વખતનો સુબો અબ્દુલખાન ઘણોજ બાહોશ પણ વિલાસી હતો. એણે ધીરે રહીને મોગલ સલ્તનતના સ્હામે માથું ઉંચક્યું અને પોતાને સ્વતંત્ર જાહેર કર્યો. એની પાસેથી કિલ્લાનો કબજો લેવા જલાલુદ્દિન નામના સરદારને દિલ્હીથી લશ્કર સાથે મોકલવામાં આવ્યો–એને અબ્દુલખાને સીફતથી બોલાવીને—'

'તમે અમને ગધેડા બનાવતા લાગો છો! જયંતરાય!'

'એ શી વાત કરો છો ! ભલે તમને બધી હકીકત ન સાંભળવી હોય તો મ્હારો આગ્રહ નથી, બાકી આપણી લાઇનમાં કામ કરનારને એ દરેક વિગત વખત આગ્યે ઉપયોગી થઇ પડે એવી છે. છેવટે અબ્દુલખાને સીફ્ત વાપરીને જલાલુદ્દિનને કિલ્લો સોંપી દેવા બોલાવ્યો. છળકપટથી એને રાતોરાત કૈં ગૂમ કરી દીધો. ન એનો પત્તો લાગ્યો કે ના કૈં થયું. એની સેનાને ફોડી લીધી અને પોતાની સત્તા કાયમ કરી. તે પછી—'

'પાછો તમે તો આખો ઇતિહાસ ચલાવવા માંડયો. જે હોય તે કહોને કે કાલે શું કર્યું ?'

'એજ કહું છું. તમારી ધીરજ આટલી જલદીથી કેમ ખૂટી જાય છે ! ઇતિહાસ નથી સાંભળવો એમજને ! કાલે ત્યાં જઇને હું કોઇને નથી મળ્યો. દેવશંકર અને પદ્માવતી બેઉ ખુશખુશાલ હતાં. એમણે પેટ ભરીને ખાધું હતું. મરનારનો જરાપણ રંજ કે શોક એમને ન હતાં. ગરબડને જ મ્હારે મળવું હતું અને એની સાથે કરેલી ગોઠવણ મુજબ પેલા ખંડમાં થોડો વખત ગાળવો હતો.'

'શું કહ્યું ? એ ખંડમાં ?'

'હવે તો એ સાફ થઇ ગયો છે. પ્રાણજીવનના અંત્યેષ્ટિ સંસ્કાર કરવાની રજા રામરાયે બપોરે જ આપી હતી.'

'પછી, ત્યાં શું કર્યું ?'

'હું પેલા બીજા ડંબેલની તપાસ કરવા માગતો હતો. એ મ્હને ઘણું ઉપયોગી લાગતી હતી. છેવટે મ્હેં તે શોધી કાઢયો.'

'કયાંથી ?'

'એ જ્યાં હતો ત્યાંથી. એની વિગતો સંબંધી જ થોડી તપાસ બાકી છે તે પુરી થાય એટલે બધું યે કહીશ.'

'ઠીક ભાઇ ! ઠીક ! આપની મરજી ! જ્યારે કહેવું હોય ત્યારે કહેજો. પણ એટલું તો ભલા થઇને જણાવો કે અમારે આ તપાસ શા માટે પડતી મૂકવી ?'

'એટલા જ માટે કે તમને હજી શાની તપાસ કરવાની છે તેનો જ ખ્યાલ આવ્યો નથી.'

'કેમ ! આપણે પ્રાણજીવનના ખૂનની તપાસ કરીએ છીએ. બીજું શું ?'

'તે તો હું યે જાણું છું. પણ પેલા સાઇકલવાળા ભેદી માણસની તપાસ કરવાની જરૂર નથી. હું ખાત્રી આપું છું કે એથી આપનું કામ નહિ સરે.'

'તો પછી આપ શું કરવાનું કહો છો ?'

'તે જો કહ્યા મુજબ કરવાની હા પાડતા હો તો કહું.'

'મ્હારે કહેવું જોઇએ કે આપનાં વિચિત્ર જણાતાં કારણો અને વાતોમાં પણ ઘણું જ વજુદ હોય છે એટલે આપના કહ્યા મુજબ વર્તવાને મ્હને હરકત નથી.' રામરાયે જવાબ આપ્યો.

'અને તમે, વસંતરાય !'

એનો ચહેરો જોવા જેવો થઇ ગયો. એને માટે આ અનુભવ અને જયંતની કામ કરવાની રીત બેઉ નવાં હતાં.

'જ્યારે રામરાય હા કહે છે ત્યારે મ્હારે પણ હા કહેવી જ જોઇએ.' એણે છેવટે જવાબ આપ્યો.

'સારી વાત છે.' જયંતે કહ્યું. 'તો પછી આપણે બધા જો અનુકૂળતા હોય તો ફરવા જઇએ. રંગિણીના પૂલ પરથી આજુ બાજુના પ્રદેશનું અને કુદરતનું એવું દર્શન થાય છે કે ન પૂછો વાત ! અને પછી સાંજે—'

'કૈં ખૂબ બનાવવા વિચાર રાખ્યો છે કે શું ?' જરા ગુસ્સામાં ઉભા થતાં રામરાયે કહ્યું.

'ના ભાઇ ના ! ફરવા ન આવવું હોય તો મરજી ફાવે તેમ આખો દિવસ ગાળો. મ્હારે તો તમારૂં સાંજે જ કામ છે, માટે દિવસ આથમતા પહેલાં મ્હને અહીંયાં મળજો.'

'બહુ સારૂ. એ કૈંક યોગ્ય સૂચના છે.'

'અને પેલી સૂચના કે' ખોટી ન હતી છતાં તમારે ગળે ન ઉતરે તેમાં હું શું કરૂં? પણ તમે જાવ તે પહેલાં હું કહું તેમ એક ચીઠ્ઠી લખવાની છે.'

'કોને?'

'દેવશંકરને. હું કહું તેમ લખો.'

રામરાયે કાગળ પેન્સીલ લીધાં.

'બોલો.'

"ભાઇશ્રી દેવશંકર,

કેટલીક તપાસ માટે મ્હને એમ લાગે છે કે અમારે ખાઇનું પાણી પંપથી ઉલેચાવી નાખવુ પડશે—'

'એ તદ્દન અસંભવિત છે. મ્હેં તપાસ કરી.' રામરાયે વચ્ચે જ કહ્યું.

'પણ હું કહું છું તેમ લખો તો ખરા.'

'બહુ સારૂ. લખાવો.'

'ખાઇનું પાણી પંપથી ઉલેચાવી નાંખવુ પડશે તે માટે ઝરાનો પ્રવાહ પણ બદલવાની ગોઠવણ કરી છે. કાલે સવારથી એ કામ શરૂ થઇ જશે તે આપને જાણવા સારૂ લખ્યું છે.'

'હવે સહી કરો અને છએક વાગે મોકલી આપજો. તે વખતે આપણે પાછા અહીં જ મળીશું ત્યાં સુધી જેને જ્યાં જવું હોય ત્યાં જાય ને ફાવે તે કરે.'

દહાડો આથમ્યા પછી અમે પાછા ફરી મળ્યા. જયંત એના વિચારમાં મશગુલ હતો. મ્હને ઇંતેજારીએ ઘેર્યો હતો અને રામરાય તથા વસંતરાયનો મિજાજ ગયો હોય કે કંટાળો આવતો હોય એમ લાગતું હતું.

'મ્હારી તપાસનો આ છેલ્લો પ્રવેશ છે અને એ પુરો થાય એટલે તમારે જે પૂછવું હોય તે પૂછજો. તે જરા તમે બધાય જાતે જુઓ અને પછી મ્હારાં અનુમાન અને તેનું પરિણામ યોગ્ય છે કે

નહિ તે તમને સમજાશે જ અને નહિ સમજાય તો હું સમજાવીશ. એ પ્રવેશ જોવાને માટે આપણે યોગ્ય સ્થળે જઇને આપણી બેઠક લેવી જોઇએ.'

અમને પોતાની પાછળ આવવાનું કહી જયંત અંધકાર છવાય તે પહેલાં છાનોમાને રંગભુવનના બગીચાની બાજુની ઝાડીમાં લઇ ગયો અને ત્યાંથી ધીરેધીરે એ એવી જગ્યાએ અમને દોરી ગયો કે જ્યાંથી છુપાઇને રંગભુવનના પ્રવેશ દ્વારપર નજર પડે. હજી પૂલ ઉંચકાયો નહતો.

અમે ત્રણે જણ જયંતની સૂચના મુજબ છાનામાના બેસી ગયા.

'હવે નાટક કયારે શરૂ થાય છે?' રામરાયે પૂછ્યું.

'નાટક ભજવાયું ત્યારે આપણે પ્રેક્ષક ન હતા' જયંતે જવાબ દીધો. 'આપણા નસીબે તો માત્ર છેલ્લો પ્રવેશ જોવાનો બાકી રહ્યો છે. એટલાથી યે તમને સંતોષ થયા વિના નહિ રહે.'

'તે તો જોયે જણાશે!'

'હાસ્તો પણ અનુભવી આગળથી કહી શકે કે આમ થશે કે તેમ થશે.'

થોડી વાર અમે શાંતિથી બેસી રહ્યા. કાજળ કાળી રજનીએ તારા ટીપકી વાળી સાડી પરિધાન કરવા માંડી. ધીરે ધીરે જગત અંધકારમાં ડૂબી ગયું. શિઆળાની રાત્રિને લીધે ઠંડીથી અંગ અકડવા લાગ્યાં.

'તમારૂં નાટક તે કયારે શરૂ થશે?'

'એ જરા અનિયમીત છે. શાંતિ રાખો. થોભો. ઘડીઆળને ટકોરે જ એ શરૂ થાય એવો એનો નિયત સમય નથી પણ એ પ્રવેશ અત્યારે ભજવાશે જ. ગુન્હેગારો એમ નથી નક્કી કરતા કે જણાવતા કે અમુક વખતે અમુક ગુન્હો કરીશું એટલે આપણે શું કરીએ. પણ જુઓ પડદો ઉંચકાયો અને પાત્રો દેખાયાં.'

એણે એમ કહ્યું તે વખતે જે ખંડમાં પ્રાણજીવનનું ખૂન થયું

હતું તે ખંડમાં દિવાનો પ્રકાશ દેખાયો અને કોઇ માણસ ફરતું હોય એમ કાચની બારી પર પડતા પડછાયાથી લાગ્યું. અમે ધીરે ધીરે આગળ વધીને એ બારીથી સો એક ફુટ જેટલા પાસે પહોંચી ગયા હતા.

પેલો માણસ બારી ઉઘાડીને ચોરી છૂપીથી આમ તેમ જોતો હોય તેમ લાગ્યું. એણે ખાત્રી કરી લીધી કે કોઇ એનું કામ જોતું બેઠું નથી. ધીરે રહીને એ નીચો નમ્યો અને પાણી આમ તેમ હાલતુ હોય એવો અવાજ આવ્યો. એ કશુક હાથમાં પકડીને પાણીમાં આમ તેમ હલાવતો હતો. એકાએક એ અટક્યો અને માછીમાર દોરીમાં માછલી પકડાય એટલે લાકડી ઉંચકે એમ એણે પોતાના હાથમાંની લાકડી કે કંઇક ઉંચક્યું. એને છેડે કંઇક ગોળ અને મોટી ચીજ ઉંચકી લીધી હોય એમ એણે ઉંચે આવતાં બારી આગળનાં પ્રકાશને લીધે લાગ્યું.

'ચાલો!' જયંત બોલી ઉઠ્યો. 'ઉઠો!'

અને અમે બધા દોડ્યા. એની પાછળ દૂમ દબાવીને દોડ્યા સૌથી આગળ જયંત અને પાછળ અમે. પૂલ ઉપર થઇને એકેક શ્વાસે એ આગળ વધ્યો. વચ્ચે ગરબડ ઉભો હતો તેને એક બાજુ ખસેડીને એ પેલા ખંડમાં દોડ્યો.

ઝીણી તેલની બત્તી ટેબલ પર બળતી હતી અને એના પ્રકાશમાં અમે છેલ્લો બનાવ જોયો હતો. એ બત્તી ઉંચકીને દેવશંકરે અમારાં તરફ ધરી અને નવાઇ પામતો હોય એમ અમને જોઇ રહ્યો.

'આનો શો અર્થ?' એણે મિજાજ ખોઇને પૂછ્યું. 'શું છે તે આટલા દોડો છો?'

જયંત ચારે તરફ નજર નાખી અને ટેબલ નીચે દોરીથી બાંધેલું એક કાનું બંડલ પડેલુ હતું તે ઉચકી લીધું.

'આની પાછળ મી. હવે!' જયંતે જવાબ આપ્યો. 'અંદર ડંબેલ સાથે એ ખાઇમાં ડુબાડેલું હતું અને હમણાં તમે બહાર કાઢ્યું એ બંડલની પાછળ!'

દેવશંકર ફીકકે ચહેરે જયંત તરફ તાકીને જોઇ રહ્યો.

'તમને એની શી રીતે ખબર પડી?' એણે પૂછ્યું.

'એટલું જ કે એ મ્હેં ત્યાં મૂક્યું હતું.'

'શું? તમે મૂક્યું હતું? તમે?'

'એમ! ત્યારે મ્હારે એમ કહેવું જોઇતું હતું કે મ્હેં એ ત્યાં 'પાછું' મૂક્યું હતું.'' જયંતે કહ્યું. 'તમને યાદ હશે રામરાય! કે એક ડંબેલ જોઇને મ્હને નવાઇ લાગી હતી અને ખોવાતા ડંબેલ તરફ તમારૂં ધ્યાન ખેંચ્યું હતું; પણ અનેક વિગતોને લીધે નજીવી લાગતી આ બાબત તરફ તમે લક્ષ દઇ શક્યા ન હતા.

'જ્યારે પાણી પાસે હોય અને કૈં વજનદાર ચીજ ગૂમ થતી લાગે ત્યારે સમજી શકાય એવું છે કે કોઇ ચીજ પાણીમાં એ વજન કે વજનદાર ચીજ સાથે ડૂબાડવામાં આવી છે. એ વિચાર—એ કલ્પના જરા કસી જોવા જેવી હતી અને કાલે રાત્રે મ્હેં ડૉ. નટવરની છત્રીની મદદથી ખાઇનું પાણી હલાવીને આ બંડલ કાઢીને મ્હેં કસી જોયો હતો. એ બંડલ મ્હેં તપાસી જોયું હતું અને સૌથી વધુ જરૂરીઆત જેવું તો એ હતું કે એ ત્યાં કોણે મૂક્યું હતું તે શોધી કાઢવાનું હતું. અને એનો નિકાલ આપણે ઘણી સરલતાથી કર્યો છે. આપણે ખાઇનું પાણી કાઢી નાખવાની ખબર આપી એટલે જેણે આ બંડલ મૂક્યું હોય તે પહેલી તકે જ એ ઉઠાવી લીધા સિવાય રહે જ નહિ. અને એ પહેલી તક અંધારૂં થયા સિવાય મળે એવી ન હતી. અને એ તક કોણે સાધી એ તો આપણે ચારે જણે જોયું છે એટલે હવે મી૦ દવે! જે હોય તે તમારે ખરેખરૂં કહેવાનું રહે છે.'

જયંતે એ ભીંજાયલા બંડલના બંધ છોડયા અને એમાંથી એણે પેલો ડંબેલ કાઢયો અને બીજા ડંબેલની પાસે ફેંક્યો. પછી એણે એમાંથી જોડા કાઢયા. તે પછી એક લાંબો છરો, અને જૂદાં જૂદાં કપડાં તથા એક મોટો ડગલો કાઢયાં

'ડગલા સિવાયનાં કપડાં બહુ ઉપયોગી નથી લાગતાં.' જયંતે કહ્યું. એણે એ ઉપાડીને અમને બતાવવા માંડયો. એ કયાંની બનાવટ હતી તે જોવા માંડયું અને એ બનાવનારનું નામ શોધી કાઢયું 'વિનાયક આણિ મંડળી–વરમીસા' એમ એનાપર લખેલું હતું.

'વરમીસા કયાં આવ્યું એ વિષે મ્હેં તપાસ કરી છે' જયંતે કહેવા માંડયું. 'આફ્રિકાની કોલસા અને લોખંડની ગંજાવર ખાણો પાસે એ શહેર આવેલું છે અને ત્યાં હીંદી મજુરો અને સાધારણ સ્થિતિના માણસોની પુષ્કળ વસ્તી છે અને હું ભૂલતો ન હોઉં તો મી. પાઠકનું પ્રથમ લગ્ન એવાજ વિભાગમાં થયાનું તમે કહ્યું હતુ મી૦ દવે! એ ઉપરાંત બીજો ખુલાસો એ છે કે પેલા કાર્ડ પર VV એમ લખેલું છે તેનો અર્થ પણ આથી સરળ થાય છે. 'વરમીસા વેલી' અથવા મ્હોટાની ખીણ કે કાળનો કનારો જે કહો તે એક જ છે. ત્યાંથી જ આ મારાને અહીં મોકલવામાં આવેલો. હવે મી૦ દવે! તમારો જે ખુલાસો હોય તે તમારે કરવાનો રહે છે.'

આ વાત દરમિઆન દેવશંકર દવેનો ચહેરો જોવા જેવો હતો. એનાપર ગુસ્સો, ભય, આશ્ચર્ય વિગેરે વિરોધી ભાવ તરતા હતા અને આખું શરીર પરસેવાથી રેબઝેબ થતું હતું. છેવટે એણે કૈં વિચાર કરીને જવાબ આપ્યો:

'જ્યારે આપને આ બધુંયે ખબર છે ત્યારે આપ જ એ ખુલાસો કરો તો શી હરકત છે?'

'એમ છે! મ્હને કૈંજ હરકત નથી સમજ્યા ને! પણ તમે કહેશો તો ઠીક થશે મી. દવે!'

'અરે બાપરે! ત્યારે મ્હારે એટલું જ કહેવાનું છે કે જે કૈં ભેદ છે તે મ્હારો પોતાનો નથી. અને એ ભેદનો સ્ફોટ હું નહિ કરૂં.'

'તો તો પછી વૉરંટ સહી થઇને આવે' વસંતરાયે કહ્યું 'ત્યાં સુધી તમારાપર બરાબર જાપ્તો રાખવો જોઇશે.'

'તમને ફાવે તે કરોને!' એણે જવાબ દીધો.

દેવશંકરને લાગતું વળગતું હતું ત્યાં સુધી એના આ જવાબથી સંતોષકારક પરિણામ આવતું ન હતું. એ પોતે તો કોઈ પણ ઉપાયે એ ભેદનો સ્ફોટ નહિ કરે.

એ જવાબ પછી થોડીવાર સુધી શાંતિ રહી અને એનો ભંગ એકાએક કોઈ કોમળ અવાજે કર્યો. પદ્માવતી આ બધી વાત અદ-ખોલ્યા બારણા આગળ ઉભી રહી સાંભળતી હતી તે બારણું ઉઘાડી એ ખંડમાં આવીને બોલી:

'દેવશંકરભાઈ! તમે તમારાથી બનતું કર્યું છે. અમારૂં જે થવાનું હોય તે થાય તેમાં તમારો કાંઈ વાંક નથી.'

'એમણે ઘણું જ વધારે પડતું તમારે ખાતર કર્યું છે એની ના ન કહેવાય.' જયંતે ઉમેર્યું. 'તમારે માટે મ્હને સહાનુભૂતિની લાગણી છે અને જો તમે બધી હકીકત વિશ્વાસ રાખીને અમને જણાવશો તો તેથી તમને જ ફાયદો થશે. તમે મ્હારા મિત્ર ડૉ. નટવર સાથે કરેલી વાત મ્હને યાદ છે અને તે વખતે પણ તમારો એવો જ વિચાર હતો છતાં એવી વાત કરવાની ત્યારે મ્હને ઇચ્છા ન હતી અને એમ કરવાનાં મ્હારી પાસે ઘણાં કારણો હતાં. તે વખતે હું માનતો હતો કે તમે બેઉ આ ગુન્હામાં બરાબર સંડોવાયલાં છો. હવે પરિસ્થિતિ જૂદી છે અને હું એ રીતે નથી માનતો. હજી ઘણી વિગતો સંપૂર્ણ રીતે સમજવાની રહે છે અને તે માટે તો તમે પ્રાણજીવન-નદાસને બધી હકીકત વિગત વાર કહેવા આગ્રહ કરશો તો ઠીક થશે.'

એ સાંભળીને પદ્માવતીએ ચીસ પાડી. અમને બધાંને પણ એ સાંભળીને હદ પારની નવાઈ લાગી, અને વધુ નવાઈ તો એક માણસને એકાએક એક ભીંતમાંથી નીકળી આવતો જોઈને લાગી. પદ્માવતીએ એને જોઈને ચિત્કાર કર્યો. દેવશંકર એની પાસે ગયો.

'કેમ છો પ્રાણજીવનદાસ!' જયંતે પેલા માણસને પૂછ્યું. 'આ બાજુએ—'

પ્રાણજીવનની આંખ પ્રકાશ સહન કરતી ન હતી એ ગાઢ અંધકારમાંથી બહાર આવતો હતો અને અંધકારમાંથી પ્રકાશમાં આવતાં એકાએક જે સ્થિતિ થાય છે તે સ્થિતિ એની થઇ હતી. જરાક શાન્ત થઇને એણે એક પછી એક અમારી બધાની પર નજર ફેરવી; પછી એ મ્હારી અત્યંત અજાયબી વચ્ચે મ્હારી પાસે આવ્યો અને કાગળોનું એક બંડલ મ્હને આપ્યું.

'મ્હેં આપનું નામ સાંભળ્યું છે ડૉ. નટવર!' એણે બધાની અજાયબી વચ્ચે કહ્યું. 'જયંતનાં જ્વલંત પરાક્રમોનાં લખનાર તરીકે આપને હું ઓળખું છું. તમે આવી વાત કે પરાક્રમ અત્યાર સુધી વાંચ્યાં નહિ હોય એ હું ખાત્રીથી કહું છું. એ તમને યોગ્ય લાગે તે રીતે લખજો પણ મુખ્ય વિગતો એ છે. અને એની યોગ્ય કદર થયા સિવાય નહિ રહે. બે દિવસનો ઘણો ખરો વખત—પેલી અંધાર ઘેરી ઓરડીમાં બેસીને એ લખવામાં મ્હેં ગાળ્યો છે. અને હવે એ યોગ્ય શબ્દોમાં લખી પ્રકટ કરવાનું આપને સોંપું છું. એ વાંચતાં જ એને 'કાળને કિનારે' અથવા 'મૃત્યુની ખીણ' એવું મ્હેં નામ આપ્યું છે એ સાર્થક થયા સિવાય નહિ રહે.'

'એ બધો જૂનો ઇતિહાસ છે. પ્રાણજીવનદાસ!' જયંતે કહ્યું. 'અમારે જાણવું છે તે તો હમણાં શું બન્યું તે છે.'

'તે પણ કહું છું મ્હારા સાહેબ!' પ્રાણજીવને કહ્યું. 'મ્હેં આપનું નામ પણ સાંભળ્યું હતું છતાં આ રીતે મળવાનો પ્રસંગ આવશે એવો ખ્યાલ પણ ન હતો.'

રામરાય એકી નજરે પ્રાણજીવન તરફ જોઇ રહ્યો હતો. એની નવાઇનો પાર ન હતો.'

'અરે! ભલા ભગવાન!' એણે છેવટે કહ્યું. 'જો તમે જ પ્રાણજીવનદાસ છો તો પછી આ બે દિવસ સુધી કોના ખૂનની અમે તપાસ કરતા હતા? અને તમે એકાએક ક્યાંથી ફૂટી નીકળ્યા?'

'ખામોશ! રામરાય! ખામોશ!' જયંતે કહ્યું. 'તમને તો ઇતિ-

ફ્હાસ વાંચવાની કે સાંભળવાની ફુરસદ નથી. મ્હેં કહેવા માંડયું તે પણ ન સાંભળ્યું. જૂના વખતમાં લોકો સંતાઈ રહેતા તે સંપૂર્ણ ભરોસાપાત્ર જગ્યા સિવાય ઓછા સંતાતા હશે ! અને એવી સંતાવાની જગ્યા એક વાર વપરાઇ તે ફરી પણ સફળતાથી વાપરી શકાય. મ્હારી ખાત્રી હતી કે પ્રાણજીવનદાસને આપણે આ મકાન માંથી શોધી કાઢી શકત.'

'અને એ જાણ્યા છતાં કેટલો વખત તમે છૂપાવી રાખ્યું ?' એણે ગુસ્સાથી પૂછ્યું 'અમારી તપાસ નિરૂપયોગી છે એ જાણવા છતાં કેટલા વખત સુધી તમે તે ચલાવા દીધી ?'

'મ્હારી ખાત્રી થયા પછી એક ક્ષણ પણ નહિ. મી. બક્ષી ! કાલે રાત્રે જ મ્હેં મ્હારા વિચારો નિશ્ચિત કર્યા અને તેને સાંજ સુધી કસી જોવાનો વખત ન હતો એટલે તમને આખો દિવસ રજા પાળ-વાનો આગ્રહ કર્યો. એથી વધુ શું કરી શકાય ? ખાઇમાંથી જ્યારે મ્હને આ કપડાનું બંડલ મળ્યું ત્યારે મ્હારી ખાત્રી થઇ કે આપણે જોયેલું મૃત શરીર પ્રાણજીવનનું નહિ પણ એ વિલાસપુરથી સાઇકલ પર આવનાર માણસનું હોવું જોઇએ. એ સિવાય બીજી કલ્પના સંભવિત ન હતી. તે ઉપરથી મ્હેં વિચાર કર્યો કે પ્રાણજીવન કયાં હોઇ શકે અને આગળ પાછળના ઇતિહાસની મદદથી નક્કી કર્યું કે એ દેવશંકર તથા પદ્માવતીની સહાયથી રંગભુવનમાં જ છૂપાઇ રહ્યો છે. એ મકાનનો ઉપયોગ એવી રીતે સફળતાથી થયો છે અને પ્રાણ-જીવન પણ એ છૂપા સ્થાનમાં ભયનાં વાદળ વિખરાય એટલે ભાગી જવાની ઇચ્છાથી પોતાનો સમય વ્યતીત કરે છે.'

'અને આપની કલ્પના ખરી હતી. જયંતરાય!' પ્રાણજીવને કહ્યું. 'મ્હેં ધાર્યું હતું કે કાયદાની ચુંગાલમાંથી હું છટકી શકીશ અને સાથે સાથે એ પણ માન્યું હતું કે હું પેલા હરામખોરોને હંમેશને માટે ભમાવીને મ્હારો પીછો લેતા અટકાવી શકીશ. તમે ખાત્રીથી માનજો કે પહેલેથી છેલ્લે સુધી મ્હેં એવું કૈં જ નથી કર્યું કે જેથી મ્હારે શરમાવું કે નીચું જોવું પડે ! અને વખત આવે ફરીથી પણ

આ રીતે વર્તવાને હું નહિ ચુકું. પણ એ બધી વાતની તો જ્યારે તમે મ્હારી વાત સાંભળશો ત્યારે ખાત્રી થશે. મ્હને સૂચના આપવાની—હું જે કહીશ તેનો મ્હારી વિરૂદ્ધ પુરાવા તરીકે ઉપયોગ થશે—એ કહેવાની જરૂર નથી મી. વસંતરાય! જે ખરૂં છે તે ખરૂં છે અને સાચી વાત કહેવામાં મ્હને જરા યે શરમ કે હરકત નથી.

'હું પહેલેથી જ શરૂઆત નથી કરતો. એ બધું એમાં લખેલું છે.' એમ કહીને એણે મ્હને આપેલા કાગળો તરફ આંગળી કરી. 'અને એ બધું તમને રસિક લાગ્યા સિવાય નહિ રહે. જરૂર પુરતી વાત એટલી છે કે કેટલાંક એવા માણસો છે કે જેઓ મ્હને ધિક્કારવા અને મ્હને કેદ કરવા કે ખતમ કરવા એમની પાઇએ પાઇ ખરચવા તૈયાર છે. જ્યાં સુધી એ લોકો જીવે છે ત્યાં સુધી મ્હારી સલામતી નથી. મ્હારી પાછળ એ લોકો પુષ્કળ તપાસ કરે છે અને મ્હારો પત્તો મેળવીને પૂઠ પકડે છે. એ લોકોએ આફ્રિકામાં મ્હારો બરાબર પીછો પકડ્યો તે પછી અહીં આવ્યો તે પણ એમને ખબર પડી.

'જ્યારે હું આ એકાન્ત અને શાંતિમય સ્થાનમાં આવ્યો અને પરણીને રહેવા લાગ્યો ત્યારે મ્હને એમ લાગ્યું કે મ્હારા જીવનના છેલ્લા દિવસો સુખમાં જશે. શી પરિસ્થિતિ હતી તે મ્હેં મ્હારી પત્નીને પણ કહ્યું ન હતું. એને શા સારૂં એ દુઃખદાયક ચિંતામાં નાખવી? એ જો એને કહું તો એનું શાંત અને નિર્દોષ જીવન કલુષિત અને દુઃખમય થઇ જાય. પ્રત્યેક પળે નાહક એ ભયથી ધ્રૂજતી રહે અને એ રીતે અમારૂં જીવન ખારૂં થઇ જાય એ વિચારે મ્હેં એને કાંઇ કહ્યું ન હતું. છતાં એ કૈંક કૈંક જાણતી હતી. વખતે મ્હારાથી થોડું ઘણું આડુઅવળુ બોલાઇ ગયું હશે તે ઉપરથી એ કૈંક સમજી ગઇ હશે પણ ગઇ કાલ સુધી—તમે એને મળ્યા ત્યાં સુધી ખરી વાત શું છે અને શી પરિસ્થિતિ છે એનો એને બીલકુલ ખ્યાલ ન હતો. એ જે જાણતી હતી તે એણે તમને કહ્યું હતું.

દેવશંકરે પણ એજ રીતે જે કહ્યું હતું તે ખરૂં હતું કારણ કે જે રાતે આ બનાવ બન્યો તે રાતે એ બધી વિગતો એમને સમજાવવા જેટલો અવકાશ ન હતો. અત્યારે એ બેઉ જણ બધી વાતથી માહિતગાર છે અને એ હકીકત મ્હેં એમને પહેલાં જણાવી હોત તો વધારે સારૂ થાત પણ જે થયું તે ખરૂં ! વાત ઘણી ગંભીર હતી અને જ્યાં સુધી છૂપાવી શકાય ત્યાં સુધી એ બીજા કોઇને પણ ન કહેવાની મ્હારી ઇચ્છા હતી પણ સંજોગો બદલાય છે. અને મ્હારે મ્હારો એ વિચાર બદલવો પડે છે.

'હવે આ બનાવને લગતી વાત પર આવું. એ બનાવ બન્યો તેને આગલે દિવસે હું વિલાસપુર ગયો હતો અને ત્યાં રસ્તે જતાં મ્હેં એક જણને જોયો. એના પર મ્હારી સ્હેજ જ નજર પડી એમ કહું તો ચાલે, પણ મ્હેં એને તરત જ ઓળખ્યો. પેલા બધા માણસોમાં એ મ્હારો ભયંકરમાં ભયંકર દુશ્મન હતો એમ કહું તો ચાલે એ મ્હારી પાછળ ભૂખ્યો વરૂ શિકાર પાછળ દોડે એ રીતે ભટકતો હતો. એને જોતાં જ મ્હારી ખાત્રી થઇ ગઇ કે ભયનાં વાદળ ઘેરાતાં હતાં, એટલે હું ઘેર આવ્યો અને એને માટે તૈયારી કરી. એક વખત એવો પણ હતો કે આખું આફ્રિકા મ્હારાં મુક્ત કંઠે વખાણ કરતું હતું અને હજી પણ મ્હારી તરફ સહાનુભૂતિ બતાવ્યા સિવાય નહિ રહે !

'એને જોયા પછી બીજે દિવસે આખો દહાડો હું સાવચેત રહ્યો. તે દિવસે બહાર પણ ન ગયો અને એ ઠીક જ થયું નહિતર એણે પેલી બંદુકનો ઉપયોગ જરૂર કર્યો હોત. પૂલ ઉંચકાઇ ગયા પછી મ્હને જરા શાંતિ વળી. અને એ ઉંચકાય પછી મ્હારા જીવને હમેશાં કરાર રહેતો. એ ઘરમાં આવશે અને ભરાઇ રહેશે એવો સ્વપ્ને પણ મ્હને ખ્યાલ ન હતો. પણ જ્યારે હમેશના રિવાજ મુજબ હું આ તરફ આવ્યો ત્યારે મ્હને ભયની ગંધ આવી. શિકારીને શિકારની ગંધ આવે છે એ રીતે મ્હને પણ ભયની ગંધ આવી. એવા અનુ-

ભવ મ્હને ઘણી વખત થયા છે એટલે એ હું ખાત્રીથી કહી શકું છું. અને પછી મ્હેં પેલી બારીના પડદા પાછળ બૂટ જોયા એટલે એનો શો અર્થ હતો તે હું સમજી ગયો.

'મ્હારા હાથમાં મીણબત્તી હતી પણ હૉલના દિવાનો પુરતો પ્રકાશ આ ખંડમાં પડતો હતો. મ્હેં મીણબત્તી બાજુએ મુકી અને પેલો હથોડો લેવા ગયો. એ જ વખતે એ નીચે કુદ્યો. મ્હેં છરાનો ચળકાટ જોયો અને એને હથોડો માર્યો. એ ટેબલની બાજુએ ભરાયો અને પેલી બંદુક કાઢી એનો ઘોડો ચઢાવતાં મ્હેં એને જોયો પણ એ તે ફોડે તે પહેલાં મ્હેં પકડી લીધી. મ્હેં એને પાછળથી પકડી હતી અને અમારા બેઉ વચ્ચે બેએક મિનિટ એની ખેંચતાણ ચાલી. જે છોડી દે અથવા જેના હાથમાંથી એ છટકી જાય એનું મરણ થાય એ નિશ્ચિત હતું એટલે અમારી એ ખેંચતાણ જીવ સટોસટની હતી. એણે પોતાની મુઠી છોડી નહિ પણ એ ખેંચતાણમાં બંદુકની નળી એના તરફ ઘણી નીચી નમી. અને એ સ્થિતિ થોડી વાર ટકી. પછી વખતે મ્હેં ઘોડો દબાવ્યો હોય કે પછી અમારી ખેંચતાણમાં હાથ લાગવાથી એની મેળે એ પડી ગયો હોય પણ એકાએક બંદુક ફુટી અને બેઉ બહાર એના મ્હોં પર થયા. એ એકાએક છિન્નભિન્ન ચહેરે નીચે પડયો અને એની એ અવસ્થા જોતો હું ઉભો રહ્યો. એ મ્હારો પુર્વ પરિચિત ત્રિકમજી હતો. મ્હેં એને વિલાસપુરમાં અને નીચે કુદ્યો ત્યારે ઓળખ્યો હતો પણ અત્યારે એ જે સ્થિતિમાં પડયો હતો તે સ્થિતિમાં એની સગી મા પણ એને ભાગ્યે ઓળખી શકે ! મ્હને તમારા કામની સંપુર્ણ માહિતી અને અનુભવ છે છતાં એનો એ દેખાવ જોઇને મ્હને કંપારી આવી.

'હું ટેબલ આગળ ઉભો રહી વિચાર કરતો હતો એવામાં દેવશંકર આવ્યો. મ્હેં મ્હારી સ્ત્રીને પણ નીચે આવતાં સાંભળી અને એને ત્યાં આવતી અટકાવવાને હું દોડયો. એ દેખાવ એને જોવા જેવો ન હતો. એ જોઇને એ છળી મરે ! મ્હેં એને જલદીથી

એની પાસે જવાનું વચન આપ્યું અને એને પાછી મોકલી. મ્હેં એક બે શબ્દો દેવશંકરને કહ્યા. એ જરાકમાં એ સમજી ગયો. પછી અમે નોકરોના આવવાની રાહ જોઇ પણ કોઇ આવ્યું નહિ. જરા વાર થોભ્યા બાદ અમારી ખાત્રી થઇ કે શું બન્યું છે તેનો એમને કૈં જ ખ્યાલ આવ્યો નથી કે એમણે કૅં જ સાંભળ્યું નથી. જે બનાવ બન્યો તેનાથી માત્ર અમે જ માહીતગાર હતા.

'એ વખતે મ્હને કૈંક વિચાર આવ્યો. એના તેજથી હું અંજાઇ ગયો ! એ વિચારને અમલમાં મુકાય તો એક કાંકરે બે પક્ષી મરે. મ્હારો હંમેશનો ભય દૂર થાય અને હું સુખેથી બાકીનું જીવન વ્યતિત કરી શકું. એનું ખમીશ ફાટી ગયું હતું અને ખભા આગળ અમારા મંડળથી છાપ દેખાતી હતી. જુઓ— અહીંઆ.'

એમ કહીને પ્રાણજીવને પોતાનું પહેરણ ઉંચું કર્યું અને ખભા આગળનો ભાગ બતાવ્યો. મરનારના ખભા આગળ જે જાતની છાપ હતી તેવી જ છાપ–સાથીયાનો ડામ પ્રાણજીવનના ખભા આગળ પણ હતો.

'એનાપર મ્હારી નજર પડી એટલે એકાએક મ્હને એ વિચાર સ્ફૂર્યો હતો. એ જોતાં જ બધી વાત મ્હને સ્પષ્ટ સમજાઇ હતી. એની ઉંચાઇ, એનો બાંધો, અને એના વાળ મ્હારા જેવા જ હતા. ફરક મ્હોંના દેખાવનો જ હતો અને તે તો આમ છિન્ન ભિન્ન થઇ ગયું હતું એટલે જો એને બદલે મ્હારૂં ખૂન થયું છે એમ કહેવામાં આવે તો કોઇ જાણી શકે નહિ એમ મ્હને લાગ્યું. મ્હેં મ્હારાં કપડાં આણ્યાં અને મ્હેં ને દેવશંકરે થઇને એનાં કપડાં કાઢયાં અને જે કપડાં મ્હેં પહેર્યાં હતાં તે એને પહેરાવ્યાં તથા મ્હેં આણેલાં કપડાં પહેરી લીધાં. અને બીજા પણ ઘટતા ફેરફાર કર્યા એનાં કપડાં દોરીએ બાંધીને ખાઇમાં નાખવા વિચાર કર્યો અને એમાં કૈં વજન નાખ્યું હોય તો એ તરી ઉઠે નહિ એમ ધારીને મ્હેં આમ તેમ જોયું ને જે હાથ ચઢે તે નાખવાનો વિચાર કર્યો. મ્હારા ડંબેલ્સ પર

મ્હારો હાથ પડયો અને એક ડંબેલ મ્હેં બંડલમાં બાંધ્યો ને એને પાણીમાં નાખી દીધું. પેલું કાર્ડ એણે મ્હારા શરીર પાસે રાખવા આણ્યું હતું તે એના જ મૃત શરીર પાસે મૂકયું. મ્હારી વીંટીઓ એની આંગળીએ પહેરાવી પણ જયારે પદ્માવતીએ મ્હને આપેલી હીરાની વીંટી એને પહેરાવવાની વાત આવી ત્યારે મ્હારૂં દિલ દુભાયું અને એ વીંટી મ્હેં એને ન પહેરાવી. એના તરફ કોઇનું ધ્યાન નહિ ખેંચાય એવી મ્હારી માન્યતા હતી પણ મ્હને લાગે છે કે એમ બન્યું નથી. એ એક સિવાય બીજી બધી બાબતોમાં મ્હેં બરાબર ધ્યાન આપ્યું હતું. હજામત કરતાં મ્હને જરાક કાપ પડેલો ત્યાં મ્હેં પ્લાસ્ટર લગાડયું હતું તે પણ એને એ જગ્યાએ લગાડેલું. એનાપર તમારૂં ધ્યાન ગયું લાગતું નથી જયંતરાય! એ જો જોયું હોત તો તમારી તપાસ સરળ થઇ જાત.

'ગમે તેમ પણ એ એક તક હતી અને અનાયાસે ઇશ્વરે મ્હને મેળવી આપી હતી એટલે એનો લાભ લેવાનો મ્હેં નિર્ણય કર્યો. બધો દેખાવ એવો હતો કે કોઇને પણ ખ્યાલ આવે કે મ્હારૂં ખૂન થયું છે અને ખૂની નાસી છૂટયો છે. બધું ઠંડુ થાય–મામલો શાંત પડે ત્યાં સુધી મ્હારો પેલા છૂપા સ્થાનમાં ભરાઇ રહેવાનો ઇરાદો હતો અને પછીથી છાનામાના કોઇક યોગ્ય સ્થળે જવાની ઇચ્છા હતી. દેવશંકર અને પદ્માવતી પછીથી ત્યાં આવે અને અમે અમારૂં જીવન સુખેથી વિતાવી શકીએ. મ્હારા ખૂનની વાત પેપરોમાં આવે એટલે પેલા મંડળની ખાત્રી થાય કે ત્રિકમજીએ એનું કામ કર્યું છે અને કોઇ ફરીથી મ્હારો પીછો લે નહિ. પેલા છૂપા સ્થાનનો ઇતિહાસ મ્હને ખબર હતો અને એ સ્થાનની ગરબડને માહિતી હતી પણ એનો હું ઉપયોગ કરીશ કે મ્હેં ઉપયોગ કર્યો હશે એ એના ખ્યાલમાં પણ આવ્યું ન હતું. હું ત્યાં છૂપાયો અને તે પછીનો ભાવ ભજવવાનું કામ દેવશંકરના હાથમાં હતું.

'અને એણે શું કર્યું અને શું નહિ તે તો તમે જાતે અનુભવ્યું

છે. એણે બારી ઉઘાડી અને ખૂની એ રસ્તે નાસી ગયો છે એમ મનાવવાને પેલાં લોહીનાં નિશાન કર્યાં. એ જરા વિચિત્ર હતું પણ પૂલ ખેંચાઇ ગયો હતો એટલે બીજો રસ્તો ન હતો. તે સિવાય પણ એને ઠીક લાગ્યું તેમ ગોઠવણ કરીને એણે ભયનો ઘંટ વગાડયો. અને તે પછીની વાત તમારાથી અજાણી નથી. ખરી હકીકત આ મુજબ છે. પહેલેથી છેલ્લે સુધી જેમ બન્યું તેમ મ્હેં કહ્યું છે. એમાં કાંઇ છૂપાવવા જેવું છે નહિ અને તેમ કરવાની મ્હારી ઇચ્છા પણ નથી. હવે એટલું કહેવાની કૃપા કરશો કે અહીંના કાયદા મુજબ મ્હારી સ્થિતિ કેવી છે? એ મુજબ મ્હારો ગુન્હો કેવી સજાને પાત્ર છે? સ્વબચાવમાં કરેલા ખૂન માટે હું છૂટી જઇ શકું એમ છું કે પછી કાયદો મ્હને સજા કરે એમ છે?'

તે પછી થોડી વાર સુધી શાંતિ રહી. જયંતે તેનો ભંગ કરતાં જણાવ્યું:

'અહીંનો કાયદો સીધો છે. એ ન્યાય પરાયણ છે અને તમારે તમારો બચાવ કરવો પડશે બાકી છેવટે તમને કૈં સજા નહિ થાય છતાં એટલું તો ખરૂં કે જે લાભ તમે ઉઠાવવા ધારતા હતા તે આ બધા અંતરાયને લીધે નહિ ઉઠાવી શકો. સ્વબચાવમાં આકસ્મિક તમે આ ગુન્હો કર્યો છે એમ પુરવાર કરીને તમે છૂટી જાવ તો નવાઇ નથી છતાં એ માટે તમારી ઉપર પોલીસ કોર્ટ અને સેશન્સ કોર્ટમાં કામ તો ચલાવવું જ પડશે. એમ કર્યા સિવાય છોડી દેવાનું પોલીસના હાથમાં નથી. પણ પેલા માણસને શી રીતે ખબર પડી કે તમે અહીં રહો છો અને શી રીતે અહીં આવી શકાય કે ભરાઇ રહેવાય અને તમારા પર હુમલો કરી શકાય?'

'એ વિષે મ્હને કૈં જ ખબર નથી.'

જયંતનો ચહેરો જરા ગંભીર થયો.

તો પછી મ્હને લાગે છે કે વાત આટલેથી અટકતી નથી. કાયદાના ભય કરતાં યે વધારે ગંભીર પ્રકારનો ભય તમારા એ પ્રતિપ-

ક્ષીઓ તરફથી આવવાની તમારે આશા રાખવી જોઇએ. હજી યે તમારી હાડમારીનો અંત આવ્યો નથી. અને મ્હારૂં માનો તો તમારે હવે ઘણા જ વધુ સાવચેત રહેવાની જરૂર છે. પ્રાણજીવનદાસ !'

અને હવે વાંચનાર મિત્ર ! ટુંકામાં એટલું જ કહી લઉં કે અમે બીજે દિવસે સવારમાં મુંબાઇ આવી ગયા.

અને હવે કાળના વિશાળ મહાસાગરમાં આપણે એક ઉંડી ડુબકી મારી એ તો ઠીક. જ્યાં સહસ્ત્રાવધિ વર્ષો વહી ગયાં છે ત્યાં વીસ વર્ષનો ગાળો બહુ મોટો ન ગણાય. પ્રાણજીવનદાસે મ્હને આપેલા કાગળો તપાસવા અને એમાં વર્ણવેલો બનાવ જાણવા આપણે એ ડુબકી મારીએ છીએ.

અને એમાંથી બહાર નીકળીશું એટલે આપણે પૂરતો શ્વાસોશ્વાસ લેવાના જ. તે વખતે પ્રાણજીવનનું શું થયું અને એણે શું કર્યું તે જોઇશું.

*

# કાળને કિનારે

## :: ખંડ બીજો ::

## કાળને કિનારે

## મુસાફર

તે દિવસે સને ૧૮૯૧ના ફેબ્રુઆરી મહિનાની ૪થી તારીખ હતી. શિઆળો આ વરસે ખૂબ ઠર્યો હતો. ઘરડા માણસો કહેતા કે આટલી ઠંડી એમણે જીંદગીમાં કદી અનુભવી ન હતી. સાંજનો વખત હતો. સૂર્યનારાયણ આથમ્યાને બહુ વખત થયો ન હતો છતાં ઠંડીનું સામ્રાજ્ય જામતું હતું. એ વખતે કોલસાની ખાણો અને લોખંડનાં કારખાનાંઓના પ્રદેશને જોડતી નાની સરખી લાઇન પર એક રેલ્વે ગાડી ધીરે ધીરે જતી હતી. બન્ને પ્રદેશોમાં પચરંગી વસ્તી પુષ્કળ હતી કામની વિપુલતાને લીધે મજુરવર્ગ, વેપારી અને મુડીવાળાઓ ત્યાં આવ્યા હતા અને એ વેરાન પ્રદેશમાં વસ્યા હત. એ છતાં યે આજુબાજુનો કાળો ડીકરા જેવો

મુલક, નાની લાઇનની ગાડી, પુષ્કળ ધુમાડા કાઢતું અને ધીરે ધીરે–બાપુની ગાડીના એંજીન જેવી ચાલે–ચાલતું એંજીન, હજી એ આફ્રિકાના એક એકલવાયા ખૂણે આવેલા મુલકની પછાત સ્થિતિની ખાત્રી આપતાં હતાં.

પાસેના પર્વતોના પેટાળમાં એક ઊંડી ખીણ હતી અને એ ખીણની અંદર રેલ્વે લાઇન જતી હતી. એ પ્રદેશમાં કોલસાની જંગી ખાણો આવી હતી. ખીણને મોઢે વરમીસા નામનું નાનું શહેર–ખરૂં કહીએ તો એક કસ્બો–વસેલું હતું. એના ઉપરથી એ ખીણને 'વરમીસા વૅલી' અથવા વરમીસાની ખીણ કહેતા. ખીણથી આગળ આવીએ એટલે લોખંડનાં કારખાનાં અને એમની ગંજાવર ભઠ્ઠીઓ આવતી હતી. ચારે બાજુનો પ્રદેશ કોલસા અને લોખંડના પથ્થરને લીધે કાળો થઇ ગયો હતો અને અભણ લોકો કોઇ કોઇ વાર એ વિભાગને કાળી ખીણના કુદરતી નામે ઓળખતા હતા.

સાંજને વખતે રેલ્વેની નાની ગાડી ધીરે ધીરે–કાઠિયાવાડની બાપુની ગાડીઓના જેટલી ઝડપથી–જતી હતી. એમાં ગણ્યાગાંઠયા ઉતારૂ હતા. બહુ બહુ તો ત્રીસેક જણ હશે. એક એંજીન તથા બે ડબા કરતાં એ ગાડી મોટી ન હતી. ગાડીમાં ઘાસતેલના ઝાંખા દિવા બળતા હતા. ઉતારૂમાંના ઘણાખરા એ તરફના મજુરો જ હતા અને આખો દિવસ કામ કરીને સાંજને વખતે ઘર તરફ પાછા ફરતા હતા. એ ઝાંખા પ્રકાશમાં પોતાના કામની, પોતાના ઉપરીઓની, અથવા કોઇ સાથીદારની વાતમાં મશગુલ હતા. એ ધીમે ધીમે વાત કરતા હતા અને વચ્ચે વચ્ચે એમની નજર બીજી બાજુ બેઠેલા બે માણસો પર પડતી હતી. એ બે જણ પોલિસના સિપાઇ હતા. એ વિભાગમાં પહેરેગીર પોલિસની ઠીક સંખ્યા હતી અને એ બે જણ વરમીસા જતા જણાતા હતા.

એ સિવાય એ ગાડીના ઉતારૂઓમાં કેટલાક નાના દુકાનદારો પણ હતા. એકાદ બે ફેરીયા પણ હશે.

એ બધામાં ભાત પાડતો અને સૌથી જૂદો તરી આવતો એક જુવાન ઉતારૂ એક બાજુ બેઠો બેઠો આજુબાજુના પ્રદેશપર નજર નાખતો હતો. આપણે એનું આગળ ઉપર કામ છે એટલે એના ઉપર નજર રાખવી પડશે.

એની ઉમર પચીસ સત્તાવીસ વર્ષની હશે. એનો બાંધો ખડતલ અને મજબુત હતો. એનો ચહેરો ઘઉવર્ણો તથા દેખાવ આકર્ષક હતો. એનો સ્વભાવ હસમુખો, બધા સાથે ભેળાઇ જાય એવો છતાં વખત આવે એકદમ તીખો આગ જેવો હતો.

પાસેના ઉતારૂ સાથે જરાક વાત કરીને એ બારી આગળ સ્વસ્થ થઇને બેઠો હતો અને એ વેરાન પ્રદેશનું સુકુ સૌંદર્ય આછી અજવાળી બેસતી રાતે જોતો હતો. આજુબાજુનો દેખાવ જોતાં સૌંદર્ય શબ્દનો ઉપયોગ પણ વધારે પડતો લાગે છે. એને સૌંદર્ય કહેવાય કે કેમ એ પણ શંકાની વાત છે. ઠેકઠેકાણે લોખંડની કાચી ધાતુના ઢગ મારેલા હતા. દૂરથી ભઠ્ઠીઓની લાલ જવાળાઓ દેખાતી હતી તથા અવાજ સંભળાતા હતા. આમતેમ આડાંઅવળાં બબ્બે ચચ્ચાર છાપરાં જણાતા હતા અને મજુરવર્ગ એકઠો થઇને કોઇ કોઇ ઠેકાણે ગપ્પાં હાંકતો હતો. એકંદરે એ પ્રદેશમાં કેળવણીનો અભાવ હતો. જ્યાં જુઓ ત્યાં અભણ અને ખડતલ મજુરવર્ગ તથા સાધારણ સ્થિતિના માણસો અને એમનું જાડું કામ તથા કઠણ જીવન નજરે પડતાં હતાં.

આજુબાજુનો પ્રદેશ એની નજરે પહેલી વાર પડતો હોવાથી એને એમાં રસ પડતો હોય એ બનવા જોગ છે. થોડી થોડી વારે એ કૈંક કાગળ કાઢીને જોતો હતો અને વળી કૈં વિચારમાં પડી જતો હતો. એક વખત પોતાના ખીસ્સામાંથી એણે એવી ચીજ કાઢી કે જે એના જેવા શાન્ત દેખાવના માણસ પાસે હોવાનું કોઇ ભાગ્યે જ ધારે. એ એક મોટી સાઇઝની રિવાલ્વર હતી. એ એણે પાછી મૂકતાં ત્રાંસી થઇ એટલે એનું દિવાના તેજમાં પ્રતિબિંબ

પડયું. એ મૂકતાં પહેલાં પાસેની બેંચ પર બેઠેલા ઉતારૂની એના પર નજર પડી.

'કેમ નામદાર !' એણે હસીને કહ્યું. 'તમે કૈં એકદમ તૈઆર લાગો છો !'

પેલો જુવાન જરા હસ્યો અને બોલ્યોઃ

'હાસ્તો ! હું જ્યાંથી આવું છું ત્યાં એનો ઘણી વાર ખપ પડે છે.'

'ક્યાંથી આવો છો ?'

'ડર્બાનથી.'

'આ વિભાગથી અજાણ્યા છો ?'

'હા.'

'તો પછી એની અહીંયાં પણ જરૂર પડશે.'

'એમ ! શાથી ?' એણે ઇંતેજારીથી પૂછ્યું.

'આ તરફના કામકાજની તમને ખબર નથી ?'

'નારે ! જરા પણ નહિ.'

'એમ ! મ્હેં જાણ્યું કે આખો દેશ એ વાત જાણે છે ! તમને ખબર નહિ હોય તો જલદીથી ખબર પડશે. આ તરફ તમારે શાથી આવવું પડયું ?'

'મ્હને એમ ખબર મળી કે ગરજાઉ માણસને અહીં સદા યે પુરતુ કામ મળે છે.'

'તમે કોઇ મજુરસંઘમાં હતા ?'

'જરૂર.'

'તો પછી હું ધારૂ છું કે તમને કામ મળવામાં હરકત નહિ આવે. તમારા કોઇ ઓળખીતા અહીં છે ?'

'ના રે ના ! પણ એ કરવાનાં સાધન છે.'

'એટલે ?'

'એટલે એમ કે હું બંધુમંડળનો સભાસદ છું અને આખા

દેશમાં જ્યાં જાવ ત્યાં એની શાખા હોય છે જ અને જ્યાં એવી શાખા હોય ત્યાં ઓળખીતા કે મિત્રો જલદી કરી શકાય એમ છે.'

આ જવાબની સાંભળનાર પર નવાઇ જેવી અસર થઇ. એણે ચારે બાજુ ધ્યાન દઇને નજર કરી. મજુરોનું ટાળું એક બાજુ ગપ્પાં હાંકતું હતું. બીજી બાજુ પોલિસના સિપાઇઓ કોપરાં જોખતા હતા. એ ઉઠયો, અને પેલા જુવાનની નજીક આવીને બેઠો અને પોતાનો હાથ આગળ ધર્યો.

પેલા જુવાને પોતાના હાથ વડે એને કૈં છૂપી ઇસારત કરી.

'મ્હને લાગે છે કે તું ખરૂં કહે છે દોસ્ત ! પણ હજી જરા વધુ ખાત્રી કરી લઇએ.'

એણે પોતાનો જમણો હાથ ઉંચકીને જમણી ભ્રમર આગળ એનો પંજો વાંકો વાળ્યો. એજ રીતે ડાબો હાથ ઉંચકી ડાબી ભ્રમર આગળ પંજો વાંકો વાળી પેલા જુવાને જવાબ આપ્યો.

'અંધારી રાત ભયંકર હોય છે.' પેલાએ કહ્યું.

'હાસ્તો. અજાણ્યા મુસાફરને એમજ લાગે.' જુવાને સાંકેતિક જવાબ આપ્યો.

'બરાબર છે દોસ્ત ! મ્હારૂં નામ ધનજી દેવજી. શાખા ૩૪૧ કાળી ખીણ. તારૂં નામ શું ?'

'મેઘજી જેરામઃ શાખાઃ ૨૯ઃ ડરબાન, સર્વાધિકારી વનમાળી વાલજી. હું પણ નસીબદાર કે તમારા જેવા સ્નેહીનો મેળાપ થયો !'

'અરે ! અહીં તો આપણી સંખ્યા ખૂબ છે. આખા દેશમાં અહીંના જેટલી મંડળની સત્તા બીજે કોઇ ઠેકાણે નહિ હોય ! અહીં તો એ પૂરબહારમાં છે. છતાં તારા જેવા ચાલાક ને જુવાન માણસોની યે જરૂર છે. પણ તારા જેવા મજુરસંઘના નેતાને ત્યાં કામ ન મળ્યું ?'

'કામનો કૈં ટોટો હોય છે !' એણે હસીને કહ્યું.

'તો પછી તું કેમ આવતો રહ્યો ?'

મેઘજીએ પોલિસ તરફ આંગળી કરી ને હસ્યો.

'હું ભૂલતો ન હોઉં તો પેલાઓને એ જાણીને આનંદ થશે.' એણે કહ્યું.

ધનજીએ એના તરફ સહાનુભૂતિથી જોયું.

'સંડોવાયો હતો ?' એણે ધીમે રહીને પૂછ્યું.

'સારી પેઠે.'

'મારા મારી ?'

'એથી વધારે—'

'ખૂના મરકી ?'

'એ વાત કરવાને વાર છે.' કહેવું હોય તેના કરતાં કૈંક વધુ કહેવાઇ ગયું હોય એવી રીતે મેઘજીએ કહ્યું. 'એ દેશમાંથી અહીં આવવાનાં કારણો સાથે તમારે કાંઇ સંબંધ નથી અને મ્હેં જે કહ્યું છે તે પહેલી જ તકે કહેવાય તે કરતાં ઘણું વધારે છે. મ્હારી બાબતમાં આટલો રસ લેવાનું તમને કૈં કારણ છે ખરૂં ?'

એની આંખોમાં ગુસ્સાનો ચળકાટ હતો. એ જરાક લાલ થતી જણાતી હતી.

'ના બાપુ ! ના ! હું તો સ્હેજ જ પૂછું છું. આપણે જ્યારે એક જ મંડળમાં છીએ ત્યારે એક બીજાને જેટલા વધુ ઓળખીયે તેટલું વધારે સારૂં અને બીજુ તો ભાઇ ! તું નવો છે એટલે બને તેટલી અહીંની ખબર આપવી એ જ. બીજું શું ! તારે ક્યાં ઉતરવાનું છે ?'

'વરમીસા.'

'એ હવે પછીનું ત્રીજું સ્ટેશન. ત્યાં કોને ત્યાં જશે ?'

મેઘજીએ પોતાના ખીસ્સામાંથી કાગળ કાઢી સરનામું વાંચ્યું.

'જયશંકર વીરજી : ચોખંડી. મ્હને એનું સરનામું એક સ્નેહીએ આપ્યું છે અને એને ત્યાં મ્હારી સગવડ થઇ શકશે એમ પણ કહ્યું છે.'

'સારી વાત છે. હું એને ઓળખતો નથી. હું કાળાપૂલ આગળ રહું છું. એ હમણાં આવશે, હું જઉં તે પહેલાં તને એક વાત કહી લઉં, વરમીસામાં જો તને કૈં હેરાન ગતિ જેવું લાગે તો તું સીધો **શ્યામ**રાય **સ**ર્વાધિકારી પાસે જજે. એની મરજી વિરૂદ્ધ અહીં કોઇનાથી એક પાન પણ હલાવી શકાય એમ નથી. માટે આટલું યાદ રાખજે અને તરતજ **શ્યામ**રાયને મળજે.

ધનજી બીજે સ્ટેશને ઉતર્યો અને પાછો પેલો જુવાન પોતાના વિચારમાં ગુંથાયો. રાત્રિનો અંધકાર વધ્યે જતો હતો અને આજુ-બાજુની ભયંકરતામાં વધારો થયે જતો હતો. દૂરથી મહાભયંકર રીતે બળતી ભઠ્ઠીની અગ્નિજ્વાળાઓ એ ભયંકરતામાં ઉમેરો કરતી હતી.

'હું ધારૂં છું કે જહન્નમની ખાઇ આવી હશે.' એક અવાજ આવ્યો.

મેઘજીએ જોયું તો પહેરેગીર પોલીસનો સીપાઇ બીજાને એ શબ્દો કહેતો હતો.

'એમ નહિ, એતો આના કરતાંયે કૈંક સારી હશે. ત્યાંતો એક શયતાન છે જ્યારે અહીંયાં તો એક નહિ પણ એકવીસ હશે! હું ભૂલતો ન હોઉં તો તું આ તરફ નવોસવો લાગે છે. કેમ ખરૂંને જુવાન!'

છેલ્લા શબ્દો એણે મેઘજી તરફ ફરીને કહ્યા.

'કેમ, શું છે?' મેઘજીએ તિરસ્કારથી જવાબ આપ્યો.

'એટલુંજ કે તારે જરા સાથીદારો પસંદ કરવામાં ધ્યાન રાખવું. તારી જગાએ હું હોઉં તો ધનજી કે એની ટોળીના માણસથી શરૂ-આત ન કરૂં.'

'અરે ભલા માણસ! મ્હારા દોસ્તો કોણ છે ને કોણ નહિ તેની તારે શી પંચાત!' મેઘજીએ ઘાંટો પાડીને કહ્યું. એનો જવાબ સાંભળી દરેક ઉતારૂનું એના તરફ ધ્યાન ખેંચાયું. 'મ્હેં ક્યાં તારી સલાહ માગી હતી! અને હું તે કાંઇ નાનો કીકો છું કે તારી શિખામણ

વિના મ્હારો શુક્રવાર નહિ વળે! ભલા આદમી! જે તને પૂછે એને જવાબ આપને. મ્હારે શી ગરજ છે કે હું તને પૂછું!'

અને આટલુ કહેતામાં તો એ ઉશ્કેરાઇ ગયો ને સિપાઇના તરફ ડોળા કાઢીને જોયું.

પોલિસના બેઉ સિપાઇઓ ભલા હતા. એમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે એમની મિત્ર ભાવે કરેલી સૂચનાનો આ રીતે પ્રતિકાર થશે. એ તો આ જવાબ સાંભળીને ડઘાઇ જ ગયા.

'એમ છેડાઇ પડવાની જરૂર નથી જુવાન! મ્હેં તો તારા ભલાને માટે કહ્યું. તારા દેખાવ પરથી લાગે છે કે તું અજાણ્યો માણસ છે એટલે.'

'હું આ જગ્યાથી અજાણ હઇશ પણ તારા જેવા માણસોથી અજાણ નથી. જ્યાં જાવ ત્યાં બધે ય સરખા! દોઢ ડાહ્યા!'

'બહુ સારૂ ભાઇ! તું યે નંગ લાગે છે! વખત આવ્યે આપણો મેળાપ થશે ખરો!'

'મ્હને પણ એમ જ લાગે છે!' બીજાએ ઉમેર્યું.

'હત્ત તારીની! તે હું કૈં તારાથી ઓછો જ ડરી જાઉં એમ છું!' એણે ગુસ્સામાં કહ્યું. 'મ્હારૂં કામ પડે તો વરમીસામાં જયશંકર વીરજીને ત્યાં આવજો. મ્હારૂં નામ મેઘજી જેરામ! એમ ખાંડ ખાવાની જરૂર નથી સમજ પડીને! તમારા જેવાથી હું જરા ય બ્હીતો નથી!'

એના આ વર્તન તરફ મજુરવર્ગની અંદરખાને સહાનુભૂતિ હતી. એની હિંમતપર કેટલાક તો આફરીન થઇ ગયા હતા. પેલા બે પેહેરેગીર પોલિસ સિપાઇઓ છાનામાના અંદરઅંદર વાત કરવા લાગ્યા અને બીજી તરફ મજુરોમાં પણ કૈં ગુસપુસ થવા લાગી. ગમે તે રીતે સૌનું ધ્યાન મેઘજી તરફ દોરાયું હતું અને એમની વાતનો વિષય એજ હતો એ સમજી શકાય એમ હતું.

થોડીવારે વરમીસાનું સ્ટેશન આવ્યું અને સૌ ઉતરવાની તૈયારી

કરવા લાગ્યા. બીજાં સ્ટેશનો આ તરફનાં ફ્લેગ સ્ટેશન જેવાં હતાં અને વરમીસાનું સ્ટેશન કેંક ઠીક હતું. એ પ્રદેશની વસ્તીની નજરે વરમીસા મોટુ શહેર હતું.

સૌ નીચે ઉતર્યા એટલે મેઘજી પણ પોતાનો સામાન લઇને ઉતર્યો અને આગળ ચાલવાની તૈઆરીમાં હતો એવામાં મજુરોમાંનો એક જણ એની પાસે આવી લાગ્યો અને બોલ્યો : 'ખરેખર દોસ્ત ! તેં પેલાઓને ઠીક ઠંડા કરી દીધા. એ લોકો સાથે કેમ વર્તવું તે તને ફક્કડ આવડે છે. લાવ, તારો સામાન લઇ લઉં. જયશંકરનું ઘર મ્હારા રસ્તામાં જ છે.'

સ્ટેશનની બહાર નીકળીને સૌ સૌને રસ્તે પડયા. વરમીસામાં પગ મૂકતાં જ મેઘજી જેરામ જાણીતો થઇ ગયો હતો અને એણે કેટલા ય માણસોની સહાનુભૂતિ મેળવી દિલ જીતી લીધાં હતાં.

એ પ્રદેશમાં ભય અને ત્રાસનું સામ્રાજ્ય હતું. ગામડાં કરતાં શહેરમાં ભારે ત્રાસ હતો. વરમીસાના રસ્તા જોઇએ તેટલા સારા ન હતા. મજુર વર્ગની વસ્તી અને કેળવણીના અભાવે ત્યા અંધેર કારભાર ચાલી રહ્યો હતો.

મુખ્ય રસ્તા જ જ્યાં ખરાબ અને ઝાંખા પ્રકાશવાળા હોય ત્યાં ગલીઓની તો વાત જ શી કરવી ? ખાડા ખબચા એટલા હતા કે ન પૂછો વાત ! સારે નસીએ મેઘજીને પેલો સાથીદાર મળી ગયો હતો નહિતર એની હેરાનગતિનો પાર ન રહેત.

રસ્તામાં નાની નાની દુકાનો, હૉટેલો અને દારૂનાં પીઠાં આવતાં હતાં. મજુરવર્ગની કમાણી એવે ઠેકાણે ખરચાતી હતી.

આગળ જતાં એક મોટુ હૉટલ આવ્યું. બીજા કરતાં ત્યાંની રોશની અને દેખાવ ઠીક હતાં.

આ અહીંના સંઘનું મકાન અને પેલુ શ્યામરાય મંત્રીનું હૉટલ.'

'કોનું ?'

'મંત્રીનું. કેમ તેં એમનું નામ નથી સાંભળ્યું ?'

'ભલા માણસ ! મ્હારા જેવા અજાણ્યાને એની શી રીતે ખબર હોય !'

'અરે, એમનું નામ તો આખા દેશમાં જાણીતું છે! તેં છાપામાં નથી વાંચ્યું ?'

'શાં બાબત ?'

'બીજી શી!' પછી ધીરે રહીને કહ્યું 'કામનીસ્તો.'

'કેવું કામ ?'

'અરે તેરીકી! તું યે વિચિત્ર માણસ લાગે છે! કામ એટલે છુપી સમાજનું કામકાજ. એમનાં પરાક્રમ.'

'હા રે! એ ભામટામંડળ વિષે મ્હેં છાપામાં ખૂબ વાંચ્યું છે. એ લોકો તો ફાંસીયા ને બદમાસો છે ખરૂં ને ?'

'ધીરે બાપુ! ધીરે. ભીંતને પણ કાન હોય છે. આવું બોલવા માટે કેટલાય માણસે જીવ ગુમાવ્યા છે માટે જરા ધ્યાન દઇને બોલ !'

'એ મ્હને ખબર ન હતી. મ્હેં તો જે વાંચ્યું તે કહ્યું.'

'એ વાત ખરી પણ જરા સાવધાનીથી બોલવું જોઇએ.' એમ કહીને એણે ચારે બાજુ જોયું. 'તેં જે વાંચ્યું છે તે કંઈ ખોટું નથી. મારી નાખવું એ બીજે મોટી વાત હશે પણ અહીં ઘણી સાધારણ અને રોજ બનતી વાત છે. છતાં એ બાબતમાં **શ્યામ**રાયનું નામ બોલવું એ મ્હોતને નોતરવા બરાબર છે. એના દૂત ચારે તરફ ફરે છે અને રજેરજ વાતની એને બાતમી મળે છે માટે કંઈ પણ બોલતા પહેલાં ઘણી સાવધાની રાખવી જોઇએ. **શ્યામ**રાય તો અહીંનો રાજા છે રાજા! પેલું જયશંકરનું મકાન. એ બુઢ્ઢો ઘણો ભલો છે.'

'ચાલો. તકલીફ માફ કરજો.' કહીને મેઘજીએ રજા લીધી. અને એણે બતાવેલા મકાનનો દરવાજો ખખડાવ્યો. એણે આશા રાખી હતી તે કરતાં કોઈ જૂદી જ વ્યક્તિએ તે ઉઘાડયો.

એ એક સૌંદર્યવતી કુમારિકા હતી. એની ઉમર સોળેક વર્ષની હશે. એ તરફનાં હવાપાણી એને સારી રીતે માફક આવ્યાં હોય એવું એના દેખાવ પરથી લાગતું હતું. દિવાનો ઝાંખો પ્રકાશ એના ચ્હેરા પર પડતો હતો.

સૌંદર્યની આવી જીવંત મૂર્તિ મેઘજીએ કદી જોઇ ન હતી. એ એને જોઇને આભો જ બની ગયો. બોલ્યા ચાલ્યા સિવાય એના સામે જોઇ જ રહ્યો.

'મ્હેં જાણ્યું કે બાપુ હશે.' છેવટે એણે કહ્યું. 'તમારે એમનું કામ છે? એ બહાર ગયા છે. આવો. બેસો.'

મેઘજીએ વિવેકથી જવાબ દીધો:

'મ્હારે કૈં ઉતાવળ નથી. હું બહુ દૂરથી આવું છું અને મ્હારા એક સગાએ મ્હને અહીં રહેવાને ભલામણ કરી હતી અને તમારા પિતાજી પર ચીઠ્ઠી આપી હતી. એ કહેતો હતો કે મ્હને અહીં ઠીક ફાવશે અને મ્હને પણ લાગે છે કે મ્હને અહીં ગમશે ખરૂં.'

'તમે બહુ જલદી નિર્ણય પર આવી જાવ છો!' જરા હસીને એણે કહ્યું.

'અને આંધળા સિવાય સૌ કોઇએ એ નિર્ણય પર આવે તે દેખીતુ છે.'

એ જવાબ સાંભળીને એને હસવું આવ્યુ.

'બેસોને. આ તરફ સામાન રાખો. લો, પાણી બાણી લઇ આવું. મ્હારૂં નામ **મણિ**. મ્હારી બા મરણ પામી છે અને બાપુને મ્હારે બનતી મદદ કરવાની છે. લો, એ પણ આવી પહોંચ્યા. બાપુ! આ કોઇ તમને મળવા આવ્યું છે.' એમ કહીને એ પાણી લેવા ગઇ.

મેઘજીએ જયશંકરને પેલી ચીઠ્ઠી આપી. એ વાંચતાં જ જયશંકરે એને સભ્યતાથી હકારમાં જવાબ આપ્યો. અને પોતાના ઘરમાં એક ઓરડો કાઢી આપવાની હા પાડી. દર મહિને પચાસ રૂપીયા આપવા અને એટલામાં રહેવાની અને જમવાની સગવડ આપવી એવી ગોઠવણ થઇ.

જયશંકર મધ્યમ સ્થિતિનો માણસ હતો. એના ઘરમાં એ નાની સરખી વીશી ચલાવતો હતો એમ કહીએ તો ખોટું નથી.

એને ત્યાં દસ બાર જણુ જમનાર હતા અને રસોઇ વગેરેનું કામ-કાજ એની દિકરી મણિ કરતી તથા માણુસ પાસે કરાવતી. એ વર્ષો થયાં અહીં આવીને વસ્યો હતો અને એના વિચાર જરા આગળ પડતા હોવાથી તેમ જ એટલા દૂર દેશાવરમાં પોતાની નાત જાતનો તથા લાયક વર નહિ મળવાથી એણે હજી સુધી મણિનું વેવિશાળ કર્યું ન હતું. એના મગજમાં એ પણુ એક ચિંતા હતી કે મણિનું લગ્ન સુખરૂપ થઇ જાય; અને એની જીંદગી સુખી થાય એ જોવાની એક વડિલ તરીકે એની ફરજ હતી તો પણુ એ સાસરે જાય તે પછી એના ઘરનું, એની વીશીનું અને એના જીવનનું શું થાય એ એનાં હૃદયને કોરતો એક મહા પ્રશ્ન હતો.

પંદર દિવસના પૈસા આગળથી આપીને મેઘજીએ પોતાને પસંદ પડતે સ્થળે વ્યવસ્થા કરી લીધી અને બહુ સીધુ પાંસરૂ પાર પાડવા માટે પ્રભુનો આભાર માન્યો.

*

# સર્વાધિકારી

**મેઘજીએ ઘણા જ થોડા** વખતમાં પોતાનું નામ કાઢયું. એ જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં સૌ એને જલ્દી ઓળખતું અને વખાણતું. એક અઠવાડીયામાં તો જયશંકરને ત્યાં એ સૌનો માનીતો થઇ પડયો. જયશંકરને ત્યાં દસબાર જણ જમનાર હતા અને એ બધામાંના ઘણાખરા મજુર વર્ગના માણસો હતા. એક બે નાના વેપારી હતા. મેઘજીની વાચાળતા, હાજર જવાબીપણુ અને હસમુખો સ્વભાવ સૌને ઘણો ગમતો. વખત આવે તે તીખુ મરચુ પણ થઇ જતો અને રોકડુ પરખાવતો છતાં એની ઢબ છબ અને રહેણી કરણી એવાં હતાં કે એની વિરૂદ્ધ કોઇને કાંઇ કહેવા જેવું રહેતુ નહિ.

એના તીખાપણાનું એ પરિણામ આવતું કે હરામખોર માણસ એનાથી ડરતો અને સીધી રીતે ચાલતો.

એની નજર મણિપર પડી ત્યારથી જ એના દિલમાં કોઇ અનુભવી ન હોય એવી લાગણી જન્મી હતી અને એને વારેઘડીએ જોવા તથા વાત કરવા એનું દિલ લલચાતુ હતું. મણિ બોલતી હોય તો એ સાંભળ્યા રહેતો. એને જોતો તો જોયા જ કરતો અને એને નજીક સાંભળીને કે જોઇને એને આનંદ થતો. એ બધું શાથી થતુ હશે તે એને સમજાતું ન હતું. લાગણીનો એ જાતનો પ્રવાહ પહેલી જ વાર વહેતો હતો અને અનુભવ વિનાના દિલને દમતો હતો.

એક વખતે એ અને મણિ એકલાં હતાં. એણે મણિ તરફ જોયું. પોતાને થતું હતું તેવું જ એને થાય છે કે કેમ તે જોવા એણે નિહાળીને બારીકાઇથી જોવા માંડયું.

મણિનું દિલ પણ એને જોઇને ધડકતું હતું અને એને નવા આવનાર તરફ કંઇક મમતા થતી જતી હતી.

મેઘજીને લાગ્યું કે મણિ પણ એવું જ કંઇક અનુભવતી હતી. બેઉ યુવાન હતાં. એક નાતનાં હતાં. એમનાં લગ્ન થાય તો બેઉ જુગતે જોડું હતાં. મેઘજીને એ વિચાર આવ્યો એણે મણિને કહ્યું અને નીચું મોઢું રાખી શરમાતાં શરમાતાં મણિએ ના પાડી.

એવી ના ને મેઘજી ગણકારે એવો ન હતો. એણે એને ફરી વિચાર કરવા કહ્યું. પછી વાત બદલાઇ. મણિની વાત નીકળી. એ આફ્રિકામાં જ જન્મી હતી. કાઠિયાવાડ એણે નાનપણમાં જોયું હતું. એની એના મગજમાં ઝાંખી છાપ હતી. મેઘજીએ એને દેશની વાતો કરી. મુંબઇની મોહિની વર્ણવી. એની નજર આગળ સ્વર્ગ ખડું કર્યું. એ સ્વર્ગનું સુખ પોતે આપી શકે એમ પણ એને સમજાવ્યું. છતાં મણિએ નન્નો વાસ્યો.

દહાડો ઉગે તેમ એની લાગણી વધતી ચાલી. મણિ વિનાનું જીવન શૂન્ય એવી એની ખાત્રી થઇ ગઇ.

એણે કોઇ ઠેકાણે કામચલાઉ નોકરી લીધી. એ ઇંગ્રેજી નામું લખવાની હતી. એણે અભ્યાસ ઠીક કર્યો હતો એટલે ચિંતા ન હતી. આખો દિવસ એ હવે નોકરીમાં ગાળતો અને બાર તેર દિવસ વહી ગયા છતાં બંધુમંડળમાં જવાનો કે એના વડા અમલદારને મળવાનો એને વખત મળ્યો ન હતો. એક દિવસે સાંજે ધનજી એને મળ્યો અને એ વાત એને યાદ દેવરાવી.

'જો ને મેઘજી, મ્હને તારા ઠેકાણાની ખબર હતી અને અહીં થઇને જતો હતો ત્યારે એમ થયું કે લાવને મળતો જઉં એટલે ઉપર આવ્યો. તું હજી સુધી સર્વાધિકારીને મળ્યો નથી એ નવાઇ જેવું છે. ભલા માણસ! એવી તે ગફલત કરતા હઇશું!'

'એ વાત ખરી, પણ મ્હારે નોકરી શોધવાની હતી અને એ મળે એટલે ટકાવવા પ્રયત્ન કરવો જોઇએને.'

'તે હોય તો પણ તારે એમને મળવા પુરતો વખત ફાજલ પાડયે જ છૂટકો. ખરૂં પૂછે તો તારે અહીં આવ્યો તે જ દહાડે એમને મળવા જવું જોઇતું હતું.'

એ સાંભળીને મેઘજીને નવાઇ લાગી.

'છેલ્લાં બે વર્ષથી હું મંડળમાં જોડાયો છું પણ આવું તો કયાંય સાંભળ્યું નથી કે સૌથી પહેલી મંડળમાં હાજરી આપવી જોઇએ.'

'બીજે એવું નહિ હોય પણ અહીં કામનું દબાણ વિશેષ રહે છે.'

'પણ બધે ય મંડળ તો એનું એજ છે ને!'

'એમ?' ધનજીએ ભવાં ચઢાવીને પૂછ્યું.

'એમ નથી?'

'તે તો તને એકાદ મહિનામાં ખબર પડશે. મ્હારા ઉતરી ગયા પછી તારે પોલિસ જોડે તકરાર થઇ હતી ખરૂં ને?'

'એ શી રીતે ખબર પડી?'

'અહીં બધા સમાચાર વીજળીને વેગે ફેલાઇ જાય છે! આનં-

દના ને શોકના બેઉ.'

'એમ ! મ્હેં એ લોકોને ઝાટકી નાખ્યા !'

'ખરેખર ! સર્વાધિકારી તને જોઇને ખુશખુશ થઇ જશે !'

'એમ ! એ પણુ પોલિસને ધિક્કારે છે ?'

ધનજી ખુબ હસવા મંડયો.

'તેતો એને મળે ત્યારે પૂછજોને ! જો હવે ડાહ્યો થઇને એને મળીઆવ, નહિતર પછી કૈં થાયતો ઉલટો હેરાન થઇશ. મ્હારૂં માને તો આજે જ જઇ આવ.'

એમ કહીને એણે રજા લીધી.

એ દિવસે બીજો પણ એવો બનાવ બન્યો કે જેથી મેઘજીને એ પગલુ ભરવાની ફરજ પડે. જયશંકરની નજર મેઘજી પર હતી. એને લાગ્યું કે મેઘજીની ખાટી મીઠી નજર મણિ પર હતી. મેઘજી એને ગમતો હતો અને એ લાયક મુરતીયો હતો છતાં કેટલાક કારણોને લીધે તે એની પ્રસંદગી કરી શકે એમ ન હતુ. મણિની બાબતમાં એની પોતાની મરજી હોય કે ન હોય તોપણુ એને છેલ્લું પગલું ભરવું પડે તેમ હતું અને તે બાબતનું એનાપર દબાણ ચાલુ હતુ. આ સંજોગોમાં મેઘજીની આશા આગળ વધવા દેવી અને એ તરફ આંખ મીચામણાં કરવાં એ જયશંકરને ઠીક લાગ્યું નહિ. એણે મેઘજીને બોલાવ્યો.

'જોને ભાઇ ! ખરૂં કહું તો માઠુ ના લગાડતો પણ તારી નજર મણિપર છે ખરૂંને ?'

એ સાંભળીને મેઘજીને નવાઇ લાગી. આવા સવાલની એણે સ્વપ્ને પણ આશા રાખી ન હતી.

'તે...'

'એટલુંજ કે એવી આશા રાખવી ફોકટ છે. મણિનું વેવીશાળ ઘણુંખરું થઇ ગયું છે અને એ વાતની એને પણ ખબર છે. આ વરસે લગન પણ લેવાશે.'

'પણ—'

'હું તો તને તું ખોટી આશામાં ન રહે તે સારૂં કહું છું અને એ ઉપરાંત બીજું તો એ છે કે એ વાત ત્રિકમજીના જાણવામાં આવે તો પરિણામ ભયંકર આવે.'

'ત્રિકમજી કોણ ?'

'અહીંની છૂપીસમાજનું નામ તો સાંભળ્યું છે ને ? એમાં એ આગેવાન છે.'

'છૂપી સમાજ કે બંધુમંડળ ?'

'જે કહે તે. બધાં ય એક જ છે. અને એને છેડવામાં માલ નથી.'

'ઠીક. પણ બંધુમંડળ કે છૂપીસમાજ નથી ?'

'બેઉ સંસ્થાઓ જૂદી છે એમ કોણે કહ્યું ?'

'તો પછી બંધુમંડળ આવું ભયંકર હોય નહિ. એ કાંઇ ભામટા મંડળ નથી. હું પોતે જ બંધુમંડળનો સભાસદ છું.'

'શું ? તું સભાસદ છે ? જો ભાઇ ! આપણે હવે નહિ બને. મ્હારા ઘરમાં તું રહે એ મ્હને નહિ પાલવે. કાલે તું તારૂ ઠેકાણું કરી લેજે.'

'કેમ ?'

'તારૂં મંડળ ભામટાઓ અને ખૂનીઓનું મંડળ છે અને એનો સભાસદ મ્હારા ઘરમાં રહે એ મ્હને પાલવતી વાત નથી.'

'પણ એ બને જ નહિ. બંધુમંડળ ભાઇચારો કેળવવા છે.'

'બીજી જગ્યાયે હશે. અહીં નહિ.'

અહીં શું છે ?'

'એ તો ગળાં કાપુનું મંડળ છે.'

'મંડળનું અપમાન ! એવી રીતે ખરી ખાત્રી વિના અપમાન કરવાનું કારણુ કૈં ?'

'કે સેંકડોના જાન એ મંડળે લીધા છે, ભલા માણુસ ! તારે

અનુભવ લેવો હોય તો થોડા દહાડામાં એ પણ મળશે. ગમે તે હોય પણ કાલે તું તારૂં ઠેકાણું શોધી લેજે. હું તને નહિ રાખી શકું. તું સારો છોકરો છે, ડાહ્યો છે મ્હારી નાતનો છે, તારા માટે મને લાગણી છે એ બધુ ખરૂં પણ હું તને મ્હારા ઘરમાં નહિ રાખી શકું.'

'તમારી મરજી.' કહીને મેઘજીએ રજા લીધી.

એના માથા પર વિજળી પડી હતી. આ ઘર છોડવું, મણિથી છૂટા પડવુ એ એને માટે ભારેમાં ભારે સજા હતી. મણિ એના જીવનનું અમૃત હતી.

એની નજર આગળથી મણિ ખસતી ન હતી. એણે એને મળવાનો લાગ સાધ્યો. પોતાને કરવામાં આવેલી સજાની વાત કરી અને કયા સંજોગોમાં એને ઘર છોડવુ પડતુ હતુ તે સમજાવ્યું. છેલ્લે છેલ્લે એણે પોતાની માગણી ફરી રજુ કરી.

મણિને એને માટે લાગણી હતી, સહાનુભૂતિ હતી અને પ્રેમ પણ હતો છતાં કેટલાક અંતરાય એવા નડતા હતા કે એનાથી સ્પષ્ટ રીતે કૈં કહેવાતું ન હતું; એટલે મણિએ નન્નો વાસ્યો.

'પણ કૈં કારણ મણિ!'

'કૈં નહિ.'

'ત્રિકમજી કોણ છે?'

'આપણી નાતનો માણસ છે.'

'અને તેની સાથે તારી વાત ચાલે છે.'

'તે તો બાપુ જાણે! એ વાતમાં મારાથી કૈં બોલાય નહિ.'

'મ્હારાથી છૂપાવાની કૈં જરૂર મણિ! તને બધી ખબર છે. બોલતો ખરી એ કોણ છે?'

'એ અહીંની છૂપીસમાજનો કરતો કરાવતો છે અને એની માગણી બાપુથી નકારાય એમ નથી. એનું દબાણ ચાલુ છે એટલે બાપુથી નન્નો વસાય એવું નથી.'

'ત્યારે મ્હને નન્નો વાસવાનું કારણ એ છે ખરૂં ને ?'

'એમ જ.'

'પણ મણિ, એ આડખીલી ન હોય તો—'

'પણ છે તેનું કેમ !'

ધાર કે એ દૂર થાય.'

'એમ બનવું અસંભવિત છે.'

'પણ એ સંભવિત બને તો મ્હારી આશા ફળે ?'

'જરૂર. પણ એવી આશા રાખવી ફોકટ છે.'

એ બે જણ વાત કરતાં હતાં એવામાં એક જણ આવી લાગ્યો. એ પણ મેઘજી જેટલી જ ઉમરનો હતો અને સારી સ્થિતિનો તેમજ દેખાવડો લાગતો હતો.

'આવો, કોનું બાપુનું કામ છે ?' મણિએ આવકાર આપતાં પૂછ્યું.

આવનારે મેઘજી તરફ નજર કરીને એ કોણ છે એમ ઇસારતથી જ પૂછ્યું.

'એ તો હમણાં અમારે ત્યાં રહેવા આવ્યા છે. આપણી નાતના છે. એમનું નામ મેઘજી.'

'આપનું નામ ?'

'ત્રિકમજી.'

'એમ ! તમારૂં નામ જયશંકરભાઇ પાસે સાંભળ્યું હતું ખરૂં.'

'ઠીક. તમે અહીં શું કરો છો ?'

'યુનીવર્સલ માયનીંગમાં એકાઉન્ટન્ટનું કામ કરૂં છું.'

'એમ ! ચાલો ઠીક થયું. હવે કૃપા કરી સિધારો તો ઠીક.'

'એટલે !' મેઘજીએ પોતાને અપમાન થયું માનીને ઉંચે સ્વરે કહ્યું.

'એટલે એજ કે તમે સિધારો.'

'શું કહ્યું ?'

'કેમ સમજાતું નથી!'

'જરા સભ્યતાથી બોલો.'

'મગજમાં બહુ રાઇ ભરાઇ છે કે!'

બેઉ એકબીજા સામે ઘુરકી ઉઠયા. મણિ વચ્ચે પડી. એણે મેઘજીને વાર્યો અને ત્રિકમજીને ઠંડા પડવા કહ્યું.

ત્રિકમજીનો મિજાજ હાથથી ગયો.

મણિ મેઘજી પર મમતા રાખતી હતી એવી એને શંકા આવી.

પોતાના ભક્ષ્ય પર બીજો તરાપ મારે એ હિંસક પ્રાણીથી સહન થઇ શકે એવી વાત નથી. આ તેથી વધારે પડતી વાત હતી.

ત્રિકમજીનો મિજાજ હાથથી ગયો.

'કેમ! બહુ ચળ આવે છે કે? એ બધું અવળું નીકળશે ત્યારે ખબર પડશે.'

'ચાલો, હમણાં જ બહાર જઇએ અને જરા ખુલ્લી જગ્યામાં જઇને નક્કી કરી લઇએ.'

'મેઘજી, એમની સાથે લઢવામાં તમે નહિ ફાવો. એ કહે છે એમ કરો' મણિ બોલી.

અને ત્રિકમજીની ખાત્રી થઇ ગઇ. એની કમાન છટકી.

'આને માટે પસ્તાવું પડશે મણિ! સમજ પડીને! અને તમારા દહાડા ભરાઇ ચુકયા છે.'

'એની તમારે ફીકર કરવાની જરૂર નથી.'

'એની યે ખબર પડશે.' કહીને એ ગુસ્સામાં ને ગુસ્સામાં ચાલ્યો ગયો.

એના ગયા પછી મણિએ મેઘજીને સમજાવ્યો.

'મેઘજી! મેઘજી! તમે એની સાથે શા સારૂં બોલ્યા! એ તમને હેરાન કરશે. એના મંડળના લોહી તરસ્યા વરૂઓ તમારો જીવ લેશે! અરે ભલા ભગવાન! એના દસબાર વરૂ સામે તમે એકલા શું કરી શકશો?'

મેઘજીએ એને ઠંડી પાડતાં કહ્યું:

'એટલું બધું ગભરાવાની જરૂર નથી મણિ ! હું એનાથી બ્હીતો નથી. હું પણ બંધુમંડળનો સભાસદ છું અને અહીંની છૂપીસમાજ અને બંધુમંડળ જૂદાં નથી. વખતે હું પણ એના જેવો જ હઇશ એ આ વાત જાણ્યા પછી તને લાગશે અને તું મ્હને પણ ધિક્કારશે !'

'એવું કંઈ નથી ! બધા માણસો સરખા હોતા નથી પણ મ્હારૂં માનો તો તમે સીધા શ્યામરાય પાસે જાવ અને એને તમારા પક્ષમાં લો. તમારે બચવાનો એજ એક માર્ગ છે. એ સિવાય એક પણ રસ્તો નથી કે જેથી તમારૂં રક્ષણ થઇ શકે'

'હું પણ એજ વિચાર કરતો હતો મણિ !' મેઘજીએ કહ્યું. 'હું હમણાં જ જાઉં છું અને એને મળું છું. જયશંકરભાઇને કહેજે કે હું કાલે બીજી જગ્યા શોધી લઇશ અને ખાલી કરી જઇશ.'

એમ કહીને મેઘજી બહાર નીકળ્યો. એક પછી એક બે ત્રણ બનાવ એવા બની ગયા કે જેથી એને સર્વાધિકારી પાસે ગયા સિવાય છૂટકો ન હતો. એ બનાવ ન બન્યા હોત તો હજી યે એ મૂલાકાત લેવાનું લંબાવત.

શ્યામરાય સર્વાધિકારીનું હૉટલ જાણીતું હતું. એનું નામ પણ એ આખા યે પ્રદેશમાં પ્રખ્યાત હતું. ચારે બાજુ ત્રીસ ત્રીસ માઇલના વિસ્તારમાં એની હાક વાગતી હતી. એના નામની પ્રખ્યાતીને લીધે અને એની મહેરબાની મેળવવા માટે એને ત્યાં સદાયે હદપારની ઘરાકી રહેતી.

એ ઉપરાંત એની છૂપી શક્તિઓ વિષે પણ ઘણી વાતો ચાલતી હતી. એ શું કરશે ને શું નહિ તે કંઈ જ કહેવાય નહિ. સૌ એનાથી ડરતા અને એને રાજી રાખવાના પ્રયત્ન કરતા.

એ વરમીસાની મ્યુનીસિપાલીટીનો મેમ્બર હતો, રસ્તાખાતાનો મીશ્નર હતો અને કેળવણી કમીટીનો પ્રમુખ હતો. એની એ

ખાતાઓમાં પ્રબળ સત્તા હતી. લોકો પર હદપારના કર વેરા હતા છતાં એમની દાદ કે ફરિયાદ સંભળાતી ન હતી. જાહેરકામની કોઇ દરકાર કરતું નહિ. મ્યુનિસિપાલીટીના હિસાબોમાં ગોટાળા હતા છતાં એ વિષે કોઇની ચું કે ચાં કરવાની હિંમત ચાલતી નહિ કોઇ રજ પણ માથું ઉંચકે તો એનું આવી બનતું. એ હતો ન હતો થઇ જતો અને જીવતો રહેવા પામતો તો જીંદગી સુધી એ રીતે ટીકા કરવાનું કે બોલવાનું ભૂલી જતો.

મેઘજી સીધો શ્યામરાય પાસે પહોંચ્યો. એ ચાળીસેક વર્ષનો સ્થુળ શરીર છતાં દેખાવડો અને બાંધી દડીનો માણસ હતો. એનો સ્વભાવ હસમુખો લાગતો હતો. એને જોતાં વેંત કોઇ એમ ન ધારે કે જેને માટે આટઆટલી વાતો થાય છે તે એ માણસ હશે, પણ જ્યારે એની આંખો સામા પર ગુસ્સામાં ફરતી ત્યારે સામાનો જીવ નીકળી જતો. એને એમ લાગતું કે પોતે સિંહની સામે ઉભો છે અને એ હિંસક પ્રાણી હમણાં જ ભક્ષ કરવાની તૈયારીમાં છે.

મેઘજી ગયો તે વખતે એ એક કઠેરાને અઢીંગીને ઉભો ઉભો કોઇ સાથે વાત કરતો હતો. મેઘજીએ એને જોઇ લીધો અને ધીરે રહીને એની પાસે જઇને 'સાહેબજી !' કહીને ઉભો.

'તને જોયો હોય એવું કૈં યાદ આવતું નથી જુવાન !'

'હું અહીં નવો સવો છું સાહેબ !'

'એમ ! ઠીક—'

'મ્હને આપને મળવાનું કહેવામાં આવ્યું હતું.'

'તે મળ્યો તો ખરો. તું શું ધારે છે ?'

'એટલું જ કે આ શરીર જેટલું હૃદય મોટું હોય અને ચહેરા જેટલો આત્મા પ્રફુલ્લ હોય તો એના જેવું સુંદર બીજું કૈં નહિ!'

'અરે વાહ રે ! તું કૈં ફક્કડ બોલે છે ને !'

'જેવું આવડે એવું.'

'ઠીક. તને કોણે કહ્યું હતું.'

'ધ્રનજીએ. એ બંધુમંડળનો સભ્ય છે –'

'એમ વાત છે! ત્યારે તો આપણે શાંતિથી વાત કરવી પડશે. તારૂં નામ શું?'

'મેઘજી.'

'જોને ભાઇ! આ તરફ અમે એકાએક કોઇપર ઝાઝો ઇતબાર નથી રાખતા. આપણે અંદરની બાજુ જઇએ. ત્યાં ખુલાસેથી વાત કરીશું'

અંદરની બાજુ પુષ્કળ જગ્યા હતી.

બેઉ જણ બેઠા એટલે થોડીવાર સુધી શ્યામરાયે મેઘજીને ધારી ધારીને જોયો. મેઘજી શાન્ત બેસી રહ્યો. એનો એક હાથ ખીસ્સામાં હતો. એકાએક શ્યામરાયે રિવોલ્વર કાઢીને મેઘજી સામે તાકી.

'જો તારી વાત જરીપણ ખોટી હશે તો ઘોડો દબાવું એટલી જ વાર છે!' એણે કહ્યું.

'આ પણ ઘણો નવાઇ જેવો આવકાર!' મેઘજીએ હસીને જવાબ વાળ્યો. 'આપના જેવા સર્વાધિકારી એક અજાણ્યા સભાસદને આવો આવકાર આપશે એમ મ્હેં ધાર્યું ન હતું'

'એમ! પણ તું સભાસદ છે એ તારે પુરવાર કરવાનું છે' એણે કડકાઇથી કહ્યું. 'એ જો પુરવાર નહિ થાય તો અહીંથી જીવતો જવા પામશે નહિ. તું ક્યાં સભાસદ થયો હતો.?'

'શાખા નં. ૨૯, ડર્બાન'

'ક્યારે?'

'૨૪ જૂન ૧૮૮૯.'

'સર્વાધિકારી?'

'વનમાળી વાલજી.'

'ઠીક! ઠીક! બધા જવાબ તું બરાબર આપે છે. તું અહીંયા શું કરે છે?'

'કામ. બીજું શું? સાધારણ કામકાજ.'

'તું તારા જવાબ તર્ત આપે છે.'

'જરૂર. મ્હારી એ આદત છે.'

'કામ પણ એવી ઝડપથી કરે છે?'

'જે લોકો મ્હને ઓળખે છે તેમને એ વાતની પણ ખાત્રી છે.'

'તો પછી તું ધારે છે તે કરતાં જલદી તને નાણી જોઇશું. આ તરફના મંડળના કામકાજ વિષે તેં કંઇ સાંભળ્યું છે?'

'એટલું કે એ સભાસદ સાથે સમાનતાથી વર્તાવ રાખે છે.'

'ખરી વાત છે! તેં ડર્બાન શા વાસ્તે છોડયું?'

'એ કહું તો માર્યો જાઉં.'

શ્યામરાયે પોતાની આંખો ફાડીને જોયું. આ જાતનો જવાબ આપવાની એની સામે કોઇએ હિંમત કરી ન હતી. એને એ સાંભળી નવાઇ લાગી.

'પણ મ્હને કેમ ન કહી શકે?'

'કારણ કે એક સભાસદ બીજા સભાસદને કે અધિકારીને ખોટી વાત ન કહી શકે એટલે.'

'એટલે ખરી વાત ન કહેવાય એવી છે?'

'આપને એમ લાગતું હોય તો કંઇ ખોટું નથી.'

'જો મેઘજી! કોઇ પણ સભાસદને એની હકીકત કે રીતભાત જાણ્યા સિવાય મંડળમાં દાખલ કરવો એ બની ન શકે. એણે સર્વાધિકારીને સઘળું યે કહેવું જોઇએ.'

મેઘજી જરા ગુંચવાયો. પછી એણે પોતાના ખિસ્સામાંથી ચુંથાઇ ગયેલો છાપાનો કકડો કાઢયો.

'તમે ફસાવાશો તો નહિને?' એણે પૂછ્યું.

'આવી રીતે ફરી બોલ્યો તો તારા દાંત તૂટી જશે સમજ પડી!' શ્યામરાયે ગુસ્સાથી કહ્યું.

'આપની વાત બરાબર છે સાહેબ!' મેઘજીએ જરાક હસીને

કહ્યું. 'એ શબ્દો માટે મ્હારે માફ માગવી જોઇએ. હું એ વિચાર કર્યા વિના જ બોલી ગયો. મ્હારી ખાત્રી છે કે આ હકીકત આપને જણાવવી જોઇએ અને આપને કહેવામાં હરકત ન જ હોય. આ જરા વાંચી જુઓ.'

એમ કહીને એણે પેલી છાપાની ચોળાયલી કાપલી આપી.

એમાં એક જણાના ધોળે દહાડે કરેલા ખૂનની વિગત હતી. એને ભરબજારમાં રિવોલ્વરથી મારી નાખીને ખૂની નાસી છૂટયો હતો.

'તારૂં કામ હતું ?' કાપલી પાછી આપતાં શ્યામરાયે પૂછ્યું.

મેઘજીએ માથું હલાવી હા, પાડી.

'શા, વાસ્તે સાફ કર્યો ?'

'હું કાનજીકાકાને સિક્કા બનાવવામાં મદદ કરતો હતો. વખતે કૈં ભૂલ રહેતી હશે પણ એકંદરે એ ધંધો ઠીક હતો અને એમાં આ માણસ મદદ કરતો હતો–'

'શી રીતે ?'

'પૈસા કાઢવામાં સ્તોને ! એ એને ચલાવતો. પછી એણે કહ્યું કે એ ફૂટી જશે. વખતે એ ફૂટયો પણ હશે. એ બધી તપાસ કરવા હું થોભ્યો નહિ. મ્હેં તરત જ એને સાફ કર્યો અને કાનજી-કાકાને કહીને આ તરફ આવ્યો.'

'અહીંયાં કેમ ?'

'મ્હેં વાંચ્યું હતું તે પરથી ખાત્રી થઇ હતી આ તરફ કૈં વાંધો નહિ આવે.'

શ્યામરાય હસ્યો.

'પ્હેલાં તેં ખોટા સિક્કા પાડવા માંડયા, પછી ખૂન કર્યું અને અહીં તને સારો આવકાર મળશે એમ ધારીને ન્હાસી આવ્યો !'

'એમ કહી શકાય ખરૂં !'

'અને એથી યે આગળ વધે ખરો. તું અહીંયા સિક્કા બનાવી શકીશ ?'

મેઘજીએ છ સાત પોતાના ખીસ્સામાંથી કાઢીને બતાવત કહ્યું : 'ટંકશાળમાંથી ભાગ્યે જ આવા સિક્કા બહાર પડયા હશે !'

'એ તારા બનાવેલા છે ?' શ્યામરાયે તે હાથમાં લઇને ધ્યાન દઇને જોઇને કહ્યું. 'હને તો કૈં જ ફરક લાગતો નથી. અરે બાપરે ! તું ઘણો ઉપયોગી સભાસદ નીવડશે એમ લાગે છે ! દોસ્ત મેઘજી ! તારા જેવાં એક બે છાપેલાં કાટલાંથી અમને હરકત નહિ આવે. તારા જેવા સભાસદને મદદ ન કરીએ તો ચાલે નહિ !'

'અને હું પણ બનતી મદદ કરવા તૈયાર છું.'

'તું ઘણો છાતીવાળો પણ છે મેઘજી ! તારી સામે રિવોલ્વર તાકી પણ તું ડગ્યો નહિ.'

'કારણ કે મ્હારા પર ભય ઝઝુમતો ન હતો ?'

'ત્યારે કોનાપર ઝઝુમતો હતો ?'

'તમારાપર, સાહેબ !' એમ કહીને પોતાના ખીસ્સા માંથી પીસ્તોલ કાઢી. 'એ તૈયાર જ હતી અને તમારા કરતાં મ્હારો બ્હાર જરૂર પ્હેલો થાત.'

શ્યમરાય જરા ચીડાયો પણ એકાએક એ હસી પડયો.

'અરે ત્તારીની ! આવો અનુભવ મ્હને પહેલી વખત થાય છે. ખરેખર ! અહીંનું મંડળ તારા જોડાવાથી ઘણું ખુશી થયા સિવાય નહિ રહે ! શું છે ? હું જરા પાંચ મિનિટ પેલા ગૃહસ્થ સાથે વાત કરી લઉં ?'

બારણું ઉઘાડીને એક જણ ઉભો હતો.

'ત્રિકમજીભાઇ આપને જરૂરી કામ માટે મળવા માગે છે સાહેબ !'

પણ એ કૈં બોલે તે પહેલાં તો ત્રિકમજી અંદર આવ્યો. મેઘજીને જોઇને એની આંખ ફાટી.

'એમ !' એણે મેઘજીને કહ્યું. 'તું અહીં પહેલો આવ્યો છે ! મ્હારે આપને આ માણસ વિષે બે અક્ષર કહેવાના છે. શ્યામરાય !'

'તો પછી મ્હારી સામેજ અને અહીંજ કહી નાખોને!' મેઘજીએ ઉમેર્યું.

'એ બાબત બીજાની સલાહની મ્હને જરૂર નથી.'

'ચાલ, ચાલ' શ્યામરાયે કહ્યું. 'એ શું! એ બિચારો નવો સભાસદ છે અને એની સાથે આ રીતે વાત કરવી વ્યાજબી નથી. ચાલો, બેઉ પરસ્પરના હાથ મેળવો તો—'

'કદિ નહિ.' ત્રિકમજીએ ગુસ્સામાં જવાબ આપ્યો.

'એમને એમ લાગતું હોય કે મ્હેં એમનું અપમમાન કર્યું છે તો મ્હારી સાથે લઢવાનું મ્હેં એમને કહ્યું છે.' મેઘજીએ કહ્યું. 'એ કહે તે રીતે લઢવાને કે કુસ્તી કરવાને મ્હને હરકત નથી. પણ એ બધું હવે સર્વાધિકારી તરીકે આપના પર છોડું છું.'

'પણ વાંધો શાનો છે?'

'એક કુમારિકાનો. એને ફાવે તેની સાથે એનાં લગ્ન થાય એમ છે'

'એમ!' ત્રિકમજીએ મોટેથી કહ્યું.

'જરૂર. તમારા બેમાંથી જેને એ પસંદ કરે તેની સામે બીજાએ વાંધો ઉઠાવવો ન જોઇએ.'

'ઠીક, તમે એમ ફરમાવો છો?'

'એ પૂછવાની તું હિંમત કરે છે!' શ્યામરાયે ઘાંટો પાડીને કહ્યું.

'એટલે તમે આ નવા સવાને ખાતર મ્હારા જેવા જૂના સાથીદારને તજી દેશો? તમે કૈં જીંદગી સુધી સર્વાધિકારી નથી રહેવાના! વખત આવશે ત્યારે—'

શ્યામરાયે વાઘની માફક ફલંગ મારી ને કૂદ્યો અને બોલનારની ગરદન પકડી. જો મેઘજી વચ્ચે પડયો ન હોત તો ત્રિકમજીના રામ રમી જતે!

'જરા ધીરા પડો! શાંતિ રાખો' એણે કહ્યું.

શ્યામરાયે ત્રિકમજીને છોડયો. એ નરમ ઘેંસ જેવો થઇ ગયો હતો. આખે શરીરે એને પરસેવાના રેલા ઉતરતા હતા અને એ ધ્રુજતો હતો મૃત્યુના મ્હોંમાંથીએ પાછો આવ્યો હતો.

'ત્રિકમજી ! તું હમણાં હમણાં બહુ ઉદ્ધત થઇ ગયો હતો. આજે તો જવા દઉં છું પણ યાદ રાખજે, બીજી વાર સપડાયો છે તો ! તું ધારે છે કે મ્હને હલકો પાડીને બીજી ચૂંટણી વખતે તું સર્વાધિકારી થઇશ. પણ એ મંડળના અધિકારની વાત છે. જ્યાં સુધી મ્હારી પાસે સત્તા છે ત્યાં સુધી મ્હારી સ્હામે કોઇ તુંડાઇથી બોલે કે મ્હારા હુકમની અવગણના કરે એ હું સહન કરી શકીશ નહિ.'

'મ્હારે આપની વિરૂદ્ધ કૈં જ કહેવા કરવાનું નથી.' ત્રિકમજીએ ગળગળા થઇને કહ્યું.

'ચાલો ! આપણે ભાઇઓ છીએ અને ભાઇઓ જ રહીશું. આવા નજીવા વાંધા તમારી વચ્ચે શોભે ! ચાલો, બેઉજણ એક બીજા સાથેની કડવાશ ભૂલી જાવ અને એ છોકરી જેને પરણવા માગતી હોય તેની સાથે પરણવા દો. એના વડિલપર ખોટું દબાણ કરવાની યે જરૂર નથી. અને મેઘજી ! તું હવે મંડળની સત્તા નીચે આવે છે અને અહીંયાં ઘણી સખ્તાઇથી કામ લેવાય છે એ યાદ રાખજે. જેમ બને તેમ મંડળની ઇતરાજીમાં ન આવવામાં મઝા છે.'

બેઉ જણાએ એક બીજી સાથે મિત્ર ભાવે હાથ મેળવ્યા.

શ્યામરાયે બેઉના બે હાથે ખભા થાબડયા

'મેઘજી ! તને મંડળમાં દાખલ કરવાની વીધિ હજી બાકી છે અહીંયાંની વીધિ અને રિવાજ તદ્દન જૂદા જ છે. શનિવારે રાત્રે મંડળની સભા છે એટલે તે વખતે તને દાખલ કરવાનો વીધિ થશે. ચાલો જાવ. ફત્તેહ કરો.'

*

# બંધુ મંડળ

બીજે દિવસે મેઘજીએ કચવાતે દિલે પોતાનું રહેવાનું ઠેકાણું બદલ્યું. વૃદ્ધ જયશંકરની મરજી વિરુદ્ધ એના ઘરમાં રહેવાનું એને પાલવે એમ ન હતું. એણે દેવકુંવર નામની એક વૃદ્ધ બાઇના ઘરમાં પોતાને રહેવાની તથા જમવાની ગોઠવણ કરી હતી.

એવામાં એને ધનજી મળ્યો. એ હમણ ઘરમીસ: રહેવા આવ્યો હતો એ પણ મેઘજી સાથે દેવકુંવરને ત્યાં રહેવા ગયો. એ બે સિવાય બીજો કોઇ દેવકુંવરને ત્યાં જમનાર ન હતો અને એ પણ સંતોષી જીવ હતી. એની પાછળ કોઇ ખાનાર ન હતું એટલે એને ઝાઝી હાય વોય ન હતી. એ બિચારી કાળને કિનારે પહોંચી હતી.

એ હિસાબે મેઘજી તથા ધનજીને જોઇતી સંપૂર્ણ છૂટ મળી હતી. જયશંકરે મેઘજીને પોતાને ત્યાં અવાર નવાર આવવા તથા જમવાની રજા આપી હતી એટલે એનો મણિ સાથેનો સંબંધ એવો જ ચાલુ હતો. એ ધીરેધીરે વધતો જતો હતો. ત્રિકમજી જેવો એને કૈં ન કરી શકયો એ જાણીને મણિને એને માટે માન ઉપજ્યું હોય એ બનવા જોગ છે.

પોતાના નવા રહેઠાણમાં કૈં ભય જેવું ન હતુ એટલે મેઘજીએ એનો જૂનો ઉદ્યોગ શરૂ કર્યો. ડબ્લીનમાંએ ગિનીઓ બનાવતો અને તે બાબતનો વાંધો પડવાથી ખૂન પર વાત ગઇ હતી. એને મળવાને જૂદા જૂદા ઓઠા નીચે મંડળના સભ્યો આવતા અને પોતાના ખીસ્સાં તર કરીને જતા. અને એ નાણાં ચલાવવામાં એમને જરાપણ અગવડ ન આવતી.

એના સાથીદારોને નવાઇ લાગતી કે આવો સોનાની ખાણ જેવો ધંધો હાથમાં હોવા છતાં મેઘજી થોડા પૈસા ખાતર શા સારૂ નોકરી કરતો હશે ? મેઘજી એમને સમજાવતો કે એમ કરવાની જરૂર હતી. પોતે શો ધંધો કરે છે એનો જવાબ આપવાને એણે નોકરી કરવી જોઇએ. એમ ન કરે તો પોલિસ એને હેરાન કર્યા સિવાય ન રહે.

અને પોલિસ એની પાછળ હતી એ વાત ખોટી ન હતી. એ બનાવ એવી રીતે બન્યો કે એથી એની આબરૂ ઘટવાને લીધે વધી. ગયા પ્રકરણના બનાવ પછી ત્રણ ચાર દિવસ સુધી શ્યામરાયને ત્યાં જવાનો એને વખત મળ્યો ન હતો. એનો નિડર સ્વભાવ, તર્ત અને સચોટ જવાબ આપવાની રીત અને ઉદાર વર્તનથી એના પર સૌ કોઇ ફીદા થઇ જતું.

એક દિવસે સાંજના એ શ્યામરાયની હોટેલમાં હતો. ત્યાં દસ પંદર સભાસદો પણ એકઠા થયા હતા અને સાધારણ ટોળટપ્પા ચાલતા હતા. એવામાં વાદળી રંગનો યુનીફોર્મ પહેરેલો એક માણસ

અંદર ઘુસ્યો. હમણાં હમણાં સ્થાનિક પોલિસથી કામને પહોંચી-વળાતું ન હોવાથી ખાણવાળાઓની સલામતી માટે અને તેમની ખાસ ભલામણથી 'ખાસ પોલિસ'ની વ્યવસ્થા થઇ હતી. આવનાર એવી પોલિસનો અમલદાર હતો. એને આવતો જોઇને શ્યામરાય કે કોઇને નવાઇ ન લાગી.

એણે અંદર આવીને ચહા મંગાવી. અને શ્યામરાયની ખબર પૂછી.

'તમે નવા લાગો છો સાહેબ!' શ્યામરાયે કહ્યું.

'હા જી. જુઓને મી. શ્યામરાય! તમારા જેવા આગેવાન શહેરીઓ અમને મદદ કરે તો આ તરફનો ત્રાસ ઓછો થઇ શકે એમ મ્હારૂં માનવું છે. મ્હારૂં નામ કેપ્ટન કેશવ.'

'બનવા જોગ છે પણ કેપ્ટન! અહીંની સ્થાનિક પોલિસ પણ એ કામ કરી શકે એમ છે. ખરૂં કહી યે તો થોડાક મૂડીવાળાઓએ માટે ખાસ પોલિસનું લશ્કર અમારે માથે નાખ્યું છે! એમના લાભ માટે પછી ભલે એ ગરીબને ગરદન મારે કે ગોળીએ વીંધે!'

'આપણે એ બાબત ચર્ચા કરવાની જરૂર નથી. અમે તો અમારી ફરજ બજાવીશું જ. બાકી મ્હેં તો સહકારની વાત કરી હતી.' એણે ચહા પી લીધી હતી અને ઉઠવાની તૈયારીમાં હતો. ત્યાં એની નજર મેઘજી પર પડી. 'ચાલો! તમે કૈં જૂના ઓળ-ખીતા લાગો છો!'

મેઘજીએ ખભા ચઢાવ્યા.

'તમારા જેવા સાથે મ્હેં દોસ્તી રાખી નથી ને રાખવાની ઇચ્છા યે નથી!' એણે જવાબ આપ્યો.

'ઓળખીતા અને દોસ્ત બેની વચ્ચે ઘણો ફેર છે. હું ભૂલતો ન હઉં તો તમારૂં નામ મેઘજી જેરામ ખરૂં ને? તમે ડર્બાનમાં હતા.'

મેઘજીએ ભ્રકુટિ ચઢાવીને જોયું.

'એની કોણ ના કહે છે! તમે ધારો છો કે મ્હારા નામથી યે હું શરમાઉં છું ?'

'એમ કરવાનું યે કારણ છે—'

'એટલે ? તમે કહેવા શું માગો છો ?' એણે ઘાંટો પાડીને કહ્યું. ગુસ્સામાં એણે મુઠીઓ વાળી હતી.

'મ્હારી પાસે ઉડાવાની વાત નહિ ચાલે, મેઘજી ! હું પણ ડર્બાનમાં હતો અને એક વખત એક જણને ઓળખ્યા પછી હું ભાગ્યે જ ભૂલી જાઉં.'

મેઘજીનો ચહેરો પડી ગયો.

'તમે ડર્બાન સેન્ટ્રલવાળા કેશવરાય તો નહિ ને ?'

'હાજી. એ જ સેવક પોતે મેઘજીભાઇ! પેલા તમારા સાથી-દારના ખૂનની વાત ભૂલી ગયા ?'

'મ્હેં એનું ખૂન કર્યું જ નથી.'

'એમ વાત છે! ઠીક! એ પણ ઠીક કહ્યું. જે હોય તે ખરૂ, પણ એ જો વચ્ચે ન આવ્યું હોત તો પણ તમને પૈસા પાડવા માટે પકડવાની પોલિસની ઇચ્છા હતી. ચાલો! આખરે તમે ફાવ્યા. તમને ખબર નહિ હોય પણ તમારી સામેનો કેસ પુરાવાને અભાવે નીકળી ગયો છે અને ડર્બાન તમારે માટે ખુલ્લું છે. અલબત, આ હકીકત મ્હારે તમારી સામે કૈં વેરઝેર નથી તે ખાતર જ જણાવુ છું.'

'હું છું ત્યાં જ ઠીક છું. ડર્બાન જવાની જરૂર નથી.'

'પણ એ હકીકત કહેવા પુરતો આભાર માનવાનો યે વિવેક છે કે નહિ ?'

'ઠીક. હું ધારૂં છું કે તમે સદ્‌ભાવથી જ ખબર આપી છે અને એ માટે તમારો આભાર માનવો જોઇએ.'

'ભલે. સીધા સાથે આપણે સીધા છીએ પણ જો વાંકા થયા તો પછી આ સંબંધ નહિ ટકે સમજ્યાને મેઘજીભાઇ! ચાલો સાહેબજી! સાહેબજી મી. શ્યામરાય!'

એ ગયો અને મેઘજીને અનેક અભિનંદન મળ્યાં. એને માટે સૌને માન થયું; અત્યાર સુધી જે વાતના સવાલ એણે હસીને ઉડાવ્યા હતા તે વાત પોલિસ તરફથી ખાત્રી પૂર્વક જાહેર થઇ હતી. એને પોતાને પણ આ મુલાકાતનું અણધાર્યું પરિણામ આવ્યું જોઇને આનંદ થયો.

શનિવારે એને સ્થાનિક મંડળમાં દાખલ કરવાનો હતો. એણે ધાર્યું હતું કે એ પોતે ડર્બાનમાં સભ્ય થયો હતો એટલે અહીંના મંડળમાં કાંઇ પણ વીધિ સિવાય દાખલ થઇ શકશે. પણ વર-મીસામાં કેટલાક એવા રિવાજ હતા કે જેથી એના સભ્યો મગરૂર હતા. એ મુજબ ગમે તેને દાખલ થવા માટે એ વીધિમાંથી પસાર થવાની જરૂર હતી. મંડળની સભા એક મોટા હોલમાં મળી હતી. એ હોલ આવા પ્રસંગને લાયક હતો. લગભગ સાઠેક સભ્યો હાજર હતા. વરમીસાના મંડળના એટલા જ સભ્યો ન હતા. આજુબાજુના પ્રદેશમાં તથા ખીણમાં ઘણી શાખાઓ હતી અને જરૂર પડે ત્યારે એક બીજાના સભ્યોની અદલા બદલી થઇ શકતી અથવા એક બીજાને કામ સોંપી શકાતું. એકંદર એ જીલ્લામાં મંડળના સભ્યોની સંખ્યા નહિ નહિ તો યે પાંચસો કરતાં વધારે હતી અને બધા સભ્યો એ આખા જીલ્લામાં બધે છૂટાછવાયા રહેતા હતા પણ જરૂર પડયે સાથે થઇને સંપીને કામ કરી શકે એવી સ્થિતિમાં હતા.

હોલમાં બધા માણસો એક મોટા ટેબલની આસપાસ બેઠા હતા. શ્યામરાય એક બાજુએ દબદબાથી બેઠો હતો અને એની બે બાજુએ મંડળના બીજા બે હોદ્દેદારો બેઠા હતા. તેમની નજીક મંડળના જૂના તથા મોટા સભ્યો હતા. એ બધા યે હરામખોરી, લુચ્ચાઇ, કીનાખોરી તથા ઘાતકીપણાના જીવંત નમુનારૂપ હતા. તે સિવાયનો મોટો ભાગ જુવાનીયાઓનો હતો અને એમની ઉમર અરાડથી પચીસની વચ્ચે હતી. એ સૌ અર્ધા શુકને કર્યું કામ

કરવા તૈયાર હતા અને સર્વાધિકારીનો હુકમ થતાં જ ગમે તે માણસનું, પછી એને તેઓ ઓળખતા હોય કે નહિ તો પણ, ખૂન કરવાને એ સૌ તૈયાર હતા. એ બધામાં જે પોતાનું કામ ઘણી જ સરળતા અને સફાઇથી કરી શકે તેને માટે ઘણું સારૂં કહેવાતું અને એ માનને લાયક ગણાતો. પોતાના કામની બડાશ હાંકવાની એ સૌને ટેવ હતી. મરનાર માણસ શી રીતે મરી ગયો, શું બોલ્યો કે શું કર્યું તે તેઓ રસભેર કહેતા ચાળા કરી બતાવતા અને આનંદ પામતા તથા બીજાને રમુજ આપતા. પહેલાં પહેલાં તો મંડળનું કામકાજ ઘણી જ ચુપકીદીથી અને સાવચેતીથી ચાલતું પણ વર્ષો થયાં આખા યે જીલ્લામાં એમનું રાજ ચાલતું હોવાથી એમને કોઇનો ડર રહ્યો ન હતો. કાયદો અને પોલિસ એ શબ્દોની એમને મન કોડીની યે કિંમત ન હતી અને એમની સામે અત્યાર સુધી કોઇ પણ કેસ કે ગુન્હો પુરવાર થઇ શકયો ન હતો. મંડળના સભ્ય સામેના કેસમાં કોઇની સાક્ષી આપવાની યે હિંમત ચાલતી નહિ. સાક્ષી આપનાર થોડા દિવસમાં સાફ થઇ જતો અને એની વિરૂદ્ધ ગુન્હેગાર ગુન્હાને વખતે કોઇ બીજે જ ઠેકાણે હતો એવી મતલબની સાક્ષી આપનાર અનેક આબરૂદાર અને ખાત્રી રાખી શકાય એવા ગૃહસ્થો નીકળતા એટલે એની સાક્ષી પર વજન રાખતાં કોર્ટને વિચાર કરવો પડતો. એ લોકો ગમે તેટલા સાક્ષી લાવી શકતા, ગમે તેટલા પૈસા ખરચી શકતા અને ગમે તેવા બાહોશ ધારાશાસ્ત્રી અને વકીલને રોકી શકતા. દસ વર્ષના લાંબા ગાળામાં એવો એક પણ બનાવ બન્યો ન હતો કે જેમાં મંડળની કે એના સભાસદની સામે કોઇ પણ ગુન્હો પુરવાર થયો હોય.

મેઘજીને કહેવામાં આવ્યું હતુ કે કેટલીક વિચિત્ર વીધિ અહીં કરવામાં આવે છે પણ કેવી વીધિ છે એ સવાલનો કોઇએ એને જવાબ આપ્યો ન હતો. એનો જવાબ આપવાને બદલે સૌ કોઇ

હસતું હતું. બે જણ એને હૉલની જોડેના ઓરડામાં લઇ ગયા. ત્યાં આગળથી પણ હૉલમાં શું વાટાઘાટ ચાલતી હતી તે સ્હેજસાજ સંભળાતું હતું. એની ઉમેદવારીની જ વાત છણાતી હતી એમ એને લાગ્યું. પછી એક ત્રીજો માણસ આવ્યો અને બોલ્યો :

'સર્વાધિકારીનો હુકમ છે કે એને બાંધી, તપાસી તથા છાપીને દાખલ કરવો.' મેઘજીને એમાં સમજણ ન પડી. જે થાય તે થવા દેવાનો એણે મનસુબો કર્યો. ત્રણે જણે થઇને એનો કોટ કાઢયો તથા પહેરણની બાંયો ચઢાવી અને એના ખભા અને હાથ આજુબાજુ દોરડું બાંધી જકડી લીધા. તે પછી એક જાડી કાળી ટોપી એના મોઢા પર ચઢાવી. હવે એના હાથ બાંધેલા હતા અને મોઢું તથા આંખ ઢાંકેલાં હતાં એટલે એનાથી હાથ હલાવી શકાય કે જોઇ શકાય એમ ન હતું. પછી એને હૉલમાં લઇ જવામાં આવ્યો.

એની ટોપીની અંદરની બાજુ સંસ્કૃતમાં કહે છે તેવો સૂચિ ખચિત—સોય ખોસી શકાય તેવો—ગાઢ અંધકાર હતો. એની પોતાની આસપાસ માણસો એકઠા થયા હતા અને એમની વાતચીતનો અવાજ એને કાને અથડાતો હતો. છેવટે એ અવાજને ભેદીને દૂરથી આવતો શ્યામરાયનો સવાલ એના કાનપર અથડાયો.

'મેઘજી, તું બંધુમંડળનો સભ્ય થયો છે ?'

એણે હકારમાં માથું હલાવ્યું.

'શાખા નં. ૨૩ ડર્મોનમાં ?'

'હાજી.'

'અંધારી રાત ભયંકર હોય છે.'

'હાસ્તો. અજાણ્યા મુસાફરને એમ જ લાગે.'

'વાદળાંઓ ઘેરાયાં છે.'

'હાસ્તો, વાવાઝોડું આવે છે.'

'સભ્યોની ખાત્રી થઇ ?'

ચારે તરફથી હાજીના અવાજો આવ્યા.

'તારી વાત અને જવાબ પરથી લાગે છે કે તું સભાસદ થયો છે અને તને અહીંની શાખામાં દાખલ કરવામાં હરકત જેવું કાંઇ નથી. આ તરફ કેટલાક રીતરિવાજ અને વીધિ એવા છે કે જેને માટે અમે મગરૂર છીએ. તું એ મુજબ વર્તવા તૈયાર છે?'

'હાજી.'

'તું કઠણ હયાનો માણસ છે?'

'હાજી.'

'એ પુરવાર કરવાને ચાર કદમ આગળ આવ જોઇએ.'

એ શબ્દો બોલાયા ત્યાં તો એની આંખો આગળ બે અણીદાર સોયા ખોસાતા લાગ્યા કાચોપોચો માણસ પોતાની આંખો ફુટી જશે, એ ડરનો માર્યો ભાગ્યે જ આગળ વધે. બીલકુલ ગભરાયા સિવાય મેઘજી આગળ વધ્યો એટલે એ દબાણ અદશ્ય થઇ ગયું. ચારે તરફથી આનંદના ઉદ્દગાર સંભળાયા.

'એ કઠણ હયાનો માણસ લાગે છે' પાછો પેલો અવાજ આવ્યો. 'તારાથી દર્દ સહન થઇ શકશે?'

'ઘણી ખુશીથી.' એણે જવાબ આપ્યો.

'ખાત્રી કરો.'

અને તરત જ એવી રીતે ખાત્રી કરવામાં આવી કે દુઃખની મારી એના મોઢામાંથી ચીસ પડતી રહી ગઇ. એના ખભા આગળ કોઇ ધગધગતી ચીજ દબાવીને ડામ દેવામાં આવ્યો હતો. એણે દુઃખના માર્યા પોતાના હોઠ કરડયા અને હાથની મુઠીઓ વાળી.

'એથી વધુ પણ સહન કરવા તૈયાર છું.'

સર્વની અજાયબીનો પાર ન રહ્યો. આનંદના ઉદ્દગાર અને ધન્યવાદના શબ્દો ચારે બાજુથી સંભળાયા. કેટલાકે પીઠ ઠોકીને પણ શાબાશી આપી. એના માથા પરની ટોપી લઇ લેવામાં આવી એણે ચારે બાજુ હસતા ચહેરા જોયા.

'અને હવે એક છેલ્લી સૂચના મેઘજી!' શ્યામરાયે કહ્યું.

' તેં વફાદારીના સોગન લીધા છે. અને તે જીવના જોખમે પાળજે એ બાબતની જરા પણ ગફલતની સજા મૃત્યુદંડ સિવાય બીજી નથી.'

'હરકત નહિ.'

'અને દરેક બાબતમાં સર્વાધિકારીનો હુકમ છેવટનો છે એ તું સ્વીકારે છે ને?'

'હાજી.'

'સારી વાત છે! વરમીસા મંડળના વતી તને હું આવકાર આપું છું અને મંડળમાં દાખલ કરૂં છું.'

પછી કોઇ મેઘજીનો કોટ લઇ આવ્યું. તે પહેરતા પહેલાં એણે પોતાનો હાથ તપાસી જોયો એના પર આવી 卐 છાપ મરાયલી હતી. પાસે ઉભેલા એક બે સભ્યોએ પોતાના હાથપર પાડેલી એવી છાપ બતાવી.

'અમને બધાનેય એ રીતે પરિક્ષા પસાર કરવી પડી હતી. પણ તારા જેટલી હિંમતથી તો નહિ જ.' એક જણે કહ્યું.

'એમાં હતું શું!' મેઘજી બોલ્યો. 'પણ આ તો જરા બળે છે, અને ચચરે છે એટલે જોઉં છું.'

તે પછી ચહાપાણી અને નાસ્તામાં થોડો વખત ગયો ત્યાર બાદ મંડળનું કામકાજ શરૂ થયું.

ડબ્લીનમાં સાધારણ કામકાજ સાંભળવા અને કરવા માટે મેઘજી ટેવાયો હતો. અહીંયાંનું કામકાજ કેવું હશે એ જોવા તથા જાણવા એ ઘણો ઇંતેજાર હતો. અને અહીંનું કામકાજ જોઇને એની નવાઇનો પાર ન રહ્યો.

'સૌથી પહેલું કામ તો' શ્યામરાયે સભાનું કામકાજ શરૂ કરતાં કહ્યું. 'આ કાગળ વાંચવાનો છે. એ શાખા ૨૪૯ તરફથી આવ્યો છે. અને એ ત્યાંના અધિકારી મકનજી મ્હેતાએ લખ્યો છે. એ લખે છે કે :

'સાહેબ,

અહીંયાં પહાડી નજીક કોલસાના વેપારીઓની બાબતમાં થોડુંક કામ કરવાનું છે. આપને ત્યાં પહેરેગીર પોલિસની બાબતના કામ બદલ અહીંના બે સભ્યોએ મદદ આપેલી તેનો બદલો આપની શાખાએ વાળવાનો છે. આપના તરફથી બે ચાલાક માણસોને કૃપા કરીને રા. કાળીદાસ પાસે આપ મોકલી આપશો તો આભાર થશે. રા. કાળીદાસ એમને શું કરવું અને કેમ વર્તવું તે સમજાવશે.

આજ્ઞાંકિત

મકનજી મહેતા

'આપણે અવારનવાર જરૂર પડયે મદદ લેતા દેતા આવ્યા છીએ અને છેલ્લી વખતે એણે બે જણાની મદદ આપી હતી એટલે આપણાથી એને ના પડાય એમ નથી.' શ્યામરાયે સ્પષ્ટીકરણ કરીને ચારે તરફ જોયું અને બોલ્યો : 'બોલો, આ કામમાં કોને ભાગ લેવો છે?'

કેટલાય જુવાનીયાએ હાથ ઉંચા કર્યા. સર્વાધિકારીએ એ તરફ હસીને જોયું.

'ચાલો, કરસનદાસ, તમે જજો તમે જશો તો કામ સત્તરઆના કરી આવશો એવી મ્હારી ખાત્રી છે અને એમની સાથે વનેચંદ, તું પણ જજે'

'પણ મ્હારી પાસે પિસ્તોલ નથી.' વનેચંદ જે હજી છોકરા જેવો લાગતો હતો તેણે જવાબ આપ્યો.

'આ તો તારૂં પહેલું કામ છે ખરૂંને! હરકત નહિ. તને પિસ્તોલ વખતસર મળી જશે. અથવા એમ કરને, સોમવારે તું આવજે એટલે તને એ અપાવી લઇશું. તું કામ કરી આવશે ત્યારે તારૂં સ્વાગત કરીશું.'

'આ વખતે કૈં ઇનામ છે ખરૂં?' કરસનદાસે ઘોઘારી અવાજે પૂછ્યું. એનો ચહેરો ભયંકર હતો. એને કેટલાક તો 'કુસ્નો વાઘ' એમ પણ કહેતા.

'ઇનામની વાત પછી. તમે તમારી મેળે કામ કરી આવાને. એ થયું એટલે ઇનામ તો આપીશું જ.'

'એ માણસે શો ગુન્હો કર્યો છે?' વનેચંદે પૂછ્યું.

'એ તપાસ કરવાનું તારૂં કામ નથી. એ વાતને નિર્ણય કરવાને પેલા લોકોનો અધિકાર છે. આપણે એમાં માથું મારવા જેવું છે જ નહિ. આપણે તો એ કહે તે મુજબ કામ કરી આપવાનું છે. એ લોકો પણ વગર બોલ્યે આપણું કામ ક્યાં નથી કરતા? અને ખરૂં કહીએ તો એમના બે સભ્યો આવતા અઠવાડીઆમાં અહીં કુંઇક કામ છે તે માટે આવે છે.'

'કોણ આવે છે?' એક જણે પૂછ્યું.

'ખામોશ. એ પૂછવાનું સલાહકારક નથી. જેટલી વાત જણાવવા જેવી હોય તેટલી જ કરવાનો આપણો રિવાજ છે. પણ એ માણસો સફાઇ બંધ કામ કરી શકે એવા છે એટલું જ જણાવવું હાલને માટે ઘટિત છે.'

'અને હવે પેલા હુંસજી હવાલદારનો ત્રાસ વધતો જાય છે. એને સજા કરવી જોઇએ.' એક જણે સૂચના કરી.

'એની વ્યવસ્થા થઇ ગઇ છે, એને ઘટતું ઇનામ મળશે.'

'શું મળશે?' મેઘજીએ પાસે બેઠેલા સભ્યને પૂછ્યું.

'તું શું ધારે છે? જુવાન! બીજું શું, એના દહાડા ભરાઇ ચૂકયા. એ કાં તો અકસ્માતથી મરશે કે પછી એનું ખૂન થશે.' પેલાએ ખુલાસો કર્યો.

પોતે કેવા મંડળનો સભ્ય થયો હતો તે જોઇને મેઘજીનો ગુન્હેગાર આત્મા પ્રફુલ્લ થયો.

'એ વાત મ્હને પસંદ છે! તાવ આવ્યો ને ટપ મુવો. ઝાઝી ખટખટ નહિ.'

એની આજુબાજુ બેઠેલા કેટલાય માણસે એના શબ્દો સાંભળ્યા અને હસ્યા.

'શું છે ?' એ અવાજ સાંભળી સર્વાધિકારીએ સવાલ કર્યો.

'એ તો આપણો નવો સાથીદાર કહે છે કે આપણી રીતભાત એના સ્વભાવને ઘણી અનુકૂળ છે.'

મેઘજી ઉભો થયો અને બોલ્યો:

'કોઇ માણસની જરૂર પડે તો મુરબ્બી ! મ્હને કામ સોંપશો તો મંડળ તરફથી મ્હને માન મળ્યું સમજીશ.'

એ સાંભળી સૌએ આનંદનો ઘોષ કર્યો. ક્ષિતિજમાં નવો સુરજ ઉગતો હતો અને એ જોઇને સૌને હર્ષાવેગ થતો હતો.

'ભાઇ મેઘજીએ જરા થોભવું જોઇએ.' મંત્રીએ સૂચના કરી.

'જરૂર જ્યાં સુધી મંડળને જરૂર પડે ત્યાં સુધી.' મેઘજીએ જવાબ આપ્યો.

'તારો પણ વખત આવશે. મેઘજી !' સર્વાધિકારીએ કહ્યું. 'ચાલાક અને કાર્યદક્ષ માણસ તરીકે તારી ગણતરી અમે કરી રાખી છે અને અહીંયા તારે લાયકનું કામ મળશે. તારી મરજી હોય તો આજે એક નાનું કામ છે તેમાં તું ભાગ લેજે.'

'મ્હારે લાયકનું કામ આવે ત્યાં સુધી થોભવા મ્હને હરકત નથી.'

'છતાં યે તું આજે જજે કે જેથી કામકાજની તને માહિતી મળે. શું કામ છે તે હું પછી કહીશ. એ દરમિયાન' એમ કહીને સભાના કામકાજને લગતો ખરડો જોઇને ઉમેર્યું 'મ્હારે એક બે બાબતો સભા આગળ રજૂ કરવાની છે. સૌથી પહેલાં તો આપણા શરાફને પૂછવાનું છે કે હમણાં હમણાં નાણાં સંબંધી શી સ્થિતિ છે. બીજું અનંતરાયની વિધવાને પેન્શન આપવાનું છે. મંડળનું કામ કરતાં એણે જીવ આપ્યો છે એટલે આપણે એની વિધવાને પાળવી જોઇએ અને એની જીંદગી સુખમાં જાય એટલી રકમ આપી દેવી જોઇએ.'

'અનંતરાય કાળી ચોકી આગળ ભાઉ શિંદે પર હુમલો કરતાં

ગયે મહિને મરાયો હતો.' મેઘજીની પાસે બેઠેલા સભાસદે એન સમજાવ્યો.

'મંડળની નાણાં સંબંધી સ્થિતિ હાલ તુરત ઘણી સદ્ધર છે.' શરાફે જવાબ આપવા માંડયો. 'હમણાં હમણાં પેઢીઓવાળા ઉદારતાથી વર્તે છે. મૅકસ લીંડનની પેઢીએ હમણાં પાંચસો પાઉન્ડ આપ્યા છે. ગીલ્ડર કંપનીએ સોનો ચેક મોકલ્યો હતો તે મ્હેં પાછો મોકલાવ્યો છે. ગઇ સાલ પણ એમની સાન ઠેકાણે લાવવા આપણે તસ્દી લેવી પડી હતી. આ સાલ જો સીધી રીતે પાંચસોનો ચેક બુધવાર સુધીમાં નહિ મોકલે તો એમનું 'વાઇન્ડીંગ ગીઅર' નકામું થઇ જશે અને કામ અટકશે એમ સ્પષ્ટ સૂચના કરી છે. વેસ્ટર્ન કોલીઅરીએ પણ પોતાનો વાર્ષિક ફાળો મોકલી આપ્યો છે. આ હિસાબે હાલ તુરત કંઈ હરકત જેવું નથી.'

'પેલા કુરેશીનું શું થયું?' એક જણે પૂછ્યું.

'એ પોતાની મીલકત વેચી સાટીને ચાલ્યો ગયો છે. જતાં જતાં આપણને ચીઠ્ઠી મોકલે છે કે આવી ભયંકર જગ્યામાં ખાણના માલેક થવા કરતાં દિલ્હીમાં જઇને ઝાડુ વાળવાની નોકરી કરવી વધારે સારી છે! એની ચીઠ્ઠી જરા મોડી મળી નહિતર એને બરાબર બતાવી આપત કે મંડળનું અપમાન કરવું કેટલા શેરનું છે! હવે એ આ તરફ ફરકી નહિ શકે.'

એક પાકટ ઉમરના, નમ્ર દેખાવના સભાસદે પૂછ્યું: 'એની ખાણ કોણે ખરીદી તે જરા કહેશો?'

'ઘણી ખુશીથી. એ મર્ટન માઇનીંગે ખરીદી.'

'અને પેલા બે બરમીઝની ખાણો કોણે ખરીદી હતી?

'વેસ્ટર્ન કોલીઅરીએ.'

'અને સુકરજીની?'

'તે પણ એજ કંપનીએ.'

'તમારા સવાલોનો અર્થ શો છે? શાંતિલાલ! એ કોણે લીધી અને કોણે નહિ તેનું શું કામ છે?' સર્વાધિકારીએ પૂછ્યું.

'એટલું જ મુરબ્બી! કે આપણી આ રૂઢિ દશ વર્ષથી ચાલી આવી છે અને ધીરે ધીરે પરિસ્થિતિ એવી થતી જાય છે કે નાના નાના ખાણવાળાઓ જતા જાય છે અને તેમની ખાણો મોટી મોટી કંપનીઓના હાથમાં જતી જાય છે. પેલા બીચારાની આપણી સામે થવાની હિંમત ન હતી એટલે જે કહીએ તેમ કરતા હતા. જ્યારે આ બધી કંપનીઓના ડાયરેકટરો દેશાવરમાં હોય છે અને તેમને પૈસાની કૈં પરવા હોતી નથી ત્યારે એમના અહીંના એજટો પાસેથી આપણે પૈસા કઢાવીએ છીએ એની ના નહિ પણ વખત આવ્યે એ લોકો એકઠા થઇને આપણને હેરાન કરવાને અને ઠેકાણે પાડવાને તનતોડ પ્રયત્ન કરે તો નવાઇ નથી, કારણ કે આપણા જુલમ અને દબાણને લીધે એમને જોઇતો નફો મળતો નથી એમ એમની ખાત્રી થતાં વાર લાગે એમ નથી.'

એ સાંભળીને દરેકના મોઢા પર ગ્લાનિ છવાઇ ગઇ. સત્ય છતાં અપ્રિય વસ્તુ કહેવામાં આવે છે ત્યારે એવું જ થાય છે. બધા વિચારમાં પડી ગયા.

'એટલે મ્હારૂં કહેવું એમ છે–' શાંતિલાલે આગળ ચલાવ્યું,– 'કે આપણે હવે જરા ખામોશ રાખવી અને ઉદારતાથી વર્તવું અને નાના માણસોને ટકવા દેવા. એ બધા આ રીતે ચાલ્યા જશે તો આપણા મંડળની મોટી ઉપજ જવા ઉપરાંત એને માથે ભયનાં વાદળ ઘેરાશે.'

કેટલાક સભાસદ છેલ્લા શબ્દો સાંભળી છેડાઇ પડ્યા. અને બોલનારો બેસી જાય ત્યાં તો બૂમો પાડી ઉઠ્યા. શ્યામરાયે ઉભા થઇને કહ્યું :

'ભાઇ શાંતિલાલ! તમે હમેશના ડરપોક છો! જ્યાં સુધી આપણે બધા સંપીને એકત્ર થઇ કામ કરીશું ત્યાં સુધી એવી કોઇ

સામાજીક કે રાજકિય શક્તિ અને સત્તા નથી કે જે આપણો પરાભવ કરી શકે. અને આજ સુધીનો કાયદાની અદાલતોનો આપણો અનુભવ શું બતાવે છે? મોટી કંપનીઓ પણ આપણી સામે બાથ ભીડવા કરતાં સહેલાઇથી આપણો કર ભરી દેશે. એવી રીતે ખોટી બીક રાખવાનું કૈં કારણ નથી. હવે આજનું કામ પુરૂં થાય છે અને આપણે સંગીતની વ્યવસ્થા રાખી છે.'

તે પછી સંગીત ચાલ્યુ.

ખરેખર! સંગીતની અસર પણ જાદૂઇ છે. એમ ન હોત તો બીજાના જીવ જતાં પ્રત્યક્ષ જોયા પછીથી પોતાનો જીવ જશે એમ લાગવા છતાં મૃગ શા વાસ્તે સંગીતમાં લુબ્ધ થાત! સંગીત એ અજબ મોહિની છે.

આ હરામખોરો અને ફાંસીયાઓનું મંડળ પણ સંગીતના તાનમાં ડોલવા લાગ્યું. એના કેટલાક સભાસદો મદ્યપાનના શોખીન હતા અને તેમને માટે પણ એક તરફ વ્યવસ્થા હતી.

મેઘજીએ પણ પોતાની સંગીતની કુશળતા બતાવી. એણે બે ત્રણ ચીજ ઘણી જ અચ્છી રીતે ગાઇ બતાવી. એ સાંભળીને બધા એના પર આફરીન થઇ ગયા. બીજું કાંઇ કર્યું ન હોત તો યે એની આ કળાથી પણ એ સૌનાં મન હરણ કરવા સમર્થ હતો.

અને આ રીતે મંડળમાં દાખલ થતાંવેંત જ મેઘજીએ નામ કાઢ્યુ અને સૌનો પ્રિયપાત્ર થઇ પડયો,

છેવટે ઉઠતી વખતે શ્યામરાયે સૂચના કરી.

'હમણાં હમણાં પેલો જનવંતરાય રીંડાણી બહુ વધારે પડતું લખે છે. એનું છાપું 'વરમીસા વર્તમાન' મંડળ વિરૂદ્ધ વધારે પડતું લખે છે. વારે વારે ચેતવણી આપ્યા છતાં એ પોતાની ટેવ ભૂલતો નથી.'

બધાએ ધ્યાન દઇને સાંભળવા માંડયું.

શ્યામરાયે પોતાના ખીસ્સામાંથી એક કાપલી કાઢી.

"ત્રાસનું સામ્રાજ્ય" એવું મોટું મથાળું કરીને એ લખે છે "કાળા પ્રદેશમાં કાવતરાંખોર ટોળીનો વધતો જતો ત્રાસ. છેલ્લાં બાર બાર વર્ષ થયાં આ પ્રદેશમાં એક છૂપી કાવતરા ટોળકીની હસ્તી પૂરવાર થયા છતાં અને વારે વારે કડવી ફરીઆદો કરવા છતાં કૈંજ કરવામાં આવતું નથી એ ઘણું નવાઇ જેવું છે. આ પ્રદેશમાં બ્રિટીશોની સત્તા છે કે નથી? સુધરેલી દુનિયાની નજરે બ્રિટને પોતાની રાજકીય યોગ્યતાનું દેવાળું કાઢ્યું છે કે શું છે? એક કાવતરા ટોળીને દબાવી દેવા જેટલી સત્તા અહીંના અધિકારીઓ પાસે છે કે નહિ? સેંકડો ગરીબ માણસોની હેરાનગતિ થાય, લાખો રૂપીયાની મોકાણ મંડાય છતાં એ તરફ આંખ મીંચામણી કાં કરવામાં આવે છે?—' આથી વધારે વાંચવાની જરૂર જણાતી નથી. એટલું જ એનો ગુન્હો પુરવાર કરવાને પુરતું છે. બોલો એનુ શું કરીશું?' એણે પેલી કાપલી ખીસ્સામાં મૂકતાં પૂછ્યું,

'એને પૂરો કરવો જોઇએ.' દસબાર અવાજો આવ્યા.

'એ સામે હું મ્હારો વાંધો રજૂ કરૂં છું.' શાંતિલાલે ઉભા થઇને કહ્યું. 'ભાઇઓ! જરા શાંત ચિત્તે વિચાર કરો. જનવંતરાય રીંડાણી એ વૃદ્ધ માણસ છે, ચારે બાજુ પુષ્કળ જાણીતો છે એનું છાપુ પુષ્કળ વંચાય છે અને એની અસર કૈં જેવી તેવી નથી. આપણો હાથ એટલો ભારે કરવાની જરૂર નથી. એવી રીતે આપણે વર્તીશું તો દરેક માણસ આપણો અંત લાવવા માથું ઉંચકશે.'

'અને મ્હારા ડરપોક ભાઇ!' સર્વાધિકારીએ મોટેથી કહ્યું. 'એ શી રીતે અંત લાવશે? પોલિસની મદદથી? તમને ખબર નથી કે પોલિસના અર્ધા અમલદારો ને માણસો આપણો પગાર ખાય છે અને બાકીના આપણાથી ડરે છે. અદાલતોમાં દાવા માંડીને? એ રસ્તો સીધો છે એ રીતે કૈં કાંદા કઢાય એવુ છે નહિ.'

'જસ્ટીસ લીંચ પાસે કેસ જાય—'

'મ્હારી આંગળી ઉંચી કરવાની વાર છે. એ ઉંચી થતાં વેંતજ

બસો સશક્ત માણસો આ આખા શહેરની જડતી લઇ નાખે અને પહેલેથી છેલ્લે સુધી સૌને સાફ કરી મૂકે. અને **શાંતિલાલ** ! તમારા પર મ્હારી નજર છે તમારૂં નામ ખરડામાં આવે નહિ એ સંભાળજો નહિતર—'

**શાંતિલાલ**નું મોઢું પડી ગયું. એની જીભ સૂકાઇ ગઇ. એવું બને એ વિચાર જ એને અધમુવો કરી નાખવા પુરતો હતો.

'મુરબ્બી ! હું કેં વધારે પડતું બોલી ગયો હઉં તો આપની અને **મંડળ**ની માફી માગું છું. હું **મંડળ**ને સદા યે વફાદાર છું અને મ્હારાથી કૈં કહેવાયું હોય તો એના ભલાને ખાતર જ કહેવાઇ ગયું છે છતાં મ્હારા કરતાં આપના નિર્ણય અને હુકમમાં મ્હને વધારે શ્રદ્ધા છે અને આપ જે કાંઇ કરશો તે વ્યાજબી જ હશે.'

'ભલે, મ્હારી તમને ચેતાવવાની ફરજ હતી. તમે સમજી ગયા એ ઠીક કર્યું, હવે રોંડાણીની વાત કરીએ. એને બરાબર શિખામણ આપવી જોઇએ એને સાફ કરવાની જરૂર નથી. છાપાવાળા બધા એક બીજા માટે બહુ બખાળા પાડે એવા હોય છે અને એ સાફ થઇ જાય એ લાભદાયક નથી. આપણે તો એને બરાબર શિખામણ આપવાની છે અને મોઢું બંધ કરવાનું છે. બોલો તમે એ કામ કરશો ? **ત્રિકમજી** !'

'જરૂર.' **ત્રિકમજી**એ આતુરતાથી જવાબ આપ્યો.

'કેટલા માણસ જોઇશે ?'

'છએક જણ. બેજણ ચોકી કરવા જૂદા. **ભીમજી**, **શામજી**ને બીજા જે આવે તે.'

'જેને જોઇએ તેને લઇ જાવ. **મેઘજી**ને પણ લઇ જજો. મ્હેં એને કામ આપવાનું કહ્યું છે.'

**ત્રિકમજી**એ **મેઘજી** તરફ કતરાતી આંખે જોયું. એ નજર બતાવી આપતી હતી કે એ હજી ગઇ ગુજરી ભૂલી ગયો ન હતો.

'એને આવવું હોય તો મારી ના નથી. ચાલો જેટલું જલ્દી પતાવીએ તેટલું સારૂં.'

અને સભાનું કામકાજ ખલાસ થયું. સૌ પોત પોતાને રસ્તે પડયા અને આ ટોળકી પોતાને સોંપેલું કામ કરવા જવા લાગી. બબ્બે ત્રણ ત્રણ માણસ કોઇનું ધ્યાન ન ખેંચાય એવી રીતે એક પછી એક જવા લાગ્યા. ચાંદની રાત હતી. અને ઠંડી પુષ્કળ હતી.

થોડીવારે એ લોકો એક મકાન આગળ આવી પહોંચ્યા. અંદરથી છાપવાનું મશીન ચાલતું હોવાનો અવાજ આવતો હતો. 'વરમીસા વર્તમાન,' દર રવીવારે બહાર પડતું હતું અને ચાળીસપાનનું વાંચન આપતું હતું. એ ગુજરાતી, હિન્દી અને ઇંગ્રેજી એમ ત્રણ ભાષામાં પ્રકટ થતું હતું. સૌથી છેલ્લું છાપકામ શનિવારે રાત્રે થતું હતું અને એનો તંત્રી છેલ્લા તાર સમાચાર વગેરે આપવા તથા કામપર દેખરેખ રાખવા હાજર રહેતો

ત્યાં પહોંચતાં જ ત્રિકમજીએ મેઘજી તથા શામજીને નીચે ઉભા રાખ્યા અને બીજા માણસોને લઇને એ અંદર ગયો.

થોડી વારે અંદરથી કીકીયારી સંભળાઇ અને મદદ માટે બૂમ પડી. પછી ફડાફડ અવાજો આવ્યા. થોડી વારે એક માણસ બૂમો મારતો નીચે દોડી આવ્યો. એની પાછળ ત્રિકમજી અને બીજા પણ દોડી આવ્યા. પેલો માણસ મેઘજીના પગ આગળ પડી ગયો. ત્રિકમજી અને પાંચે જણે એને ધડાધડ લાકડીઓ મારવી ચાલુ રાખી. છેવટે પેલા પાંચ જણા અટકયા પણ ત્રિકમજી બંધ ન રહ્યો. મેઘજીથી એ સહન ન થયું.

અરે ! એ મરી જશે.' એણે કહ્યું.

ત્રિકમજીએ અજાયબીથી એના તરફ જોયું.

'તને વચ્ચે પડવાનું કોણે કહ્યું. તારે શી પંચાત ? બાજુ ખસ એમ કહીને એણે લાકડી ઉગામી.

મેઘજીએ પોતાના ખીસ્સામાંથી પિસ્તોલ કાઢી.

'તું જ બાજુ ખસને ! જો હવે લાકડી ઉગામી તો માથું જ ઉડાવી દઇશ. સર્વાધિકારીએ એને મારી નાખવાનો નથી એમ સ્પષ્ટ સૂચના નથી કરી ? તું તો ઉલટો મારી નાખે છે !'

'એ ખરૂં કહે છે.' એકે ટાપસી પૂરી.

'અને હવે અહીં થોભવા કરતાં ચાલવા માંડો. પાંચ મીનીટમાં સેંકડો માણસ એકઠાં થઇ જશે.'

તરત જ બધા નાઠા. લપાતા છૂપાતા ત્રિકમજી વગેરે શ્યામરાયના હોલમાં જઇ પહોંચ્યા અને મેઘજી છાનોમાનો પોતાને રહેઠાણે પહોંચ્યો.

એમનાં પગલાં સંભળાતાં બંધ થયાં ન થયાં ત્યાં તો ચારે બાજુથી પુષ્કળ માણસો કામદારોના અવાજ સાંભળીને જમા થઇ ગયાં અને શું થયું તે પુછવા લાગ્યાં.

*

# કાળી ખીણ

બીજે દિવસે સવારે મેઘજી જાગ્યો ત્યારે એનો હાથ સુઝી ગયો હતો અને દુઃખતો હતો. મંડળમાં દાખલ થવાની ક્રિયા ન ભૂલાય એવી હતી. એને પોતાને આવકનાં કેટલાંક જૂદાં જ સાધનો હતાં એટલે નોકરીની ઝાઝી દરકાર હતી નહિ. આજે એણે નોકરી પર જવાનો વિચાર માંડી વાળ્યો.

એવામાં એને 'વરમીસા વર્તમાન'ની નકલ મળી. છેક છેવટના ખાસ સમાચારમાં 'વરમીસા વર્તમાનની ઑફિસ પર હુમલો, તંત્રીને પડેલો જીવલેણ માર.' એ મથાળા નીચે ગઇ કાલે રાતના બનાવને લગતી હકીકત છાપી હતી. એ લખનાર કરતાં યે ખરા બનાવથી એ પોતે વધુ માહીતગાર હતો છતાં એણે એ વાંચવા માંડ્યું. સાધારણ હકીકત આપ્યા પછી છેવટે નીચે મુજબ ટીકા કરી હતી.

'અને અત્યારે આ પ્રકરણ પોલિસના હાથમાં છે છતા કહેવું જોઇએ કે અત્યાર સુધીના પોલિસના પ્રયત્નોનું કૈંજ પરિણામ આવ્યું નથી કે આવતું નથી એવું જ આ પ્રકરણમાં પણ થાય તો નવાઇ જેવું નથી એમ અમારે દિલગીરી સાથે કહેવું જોઇએ. કેટલાક માણસો તો ઓળખાયા પણ હતા. અને સંભવ છે કે, તેમને પકડવામાં આવે અને એમની સામે કામ ચલાવવામાં આવે. આ હુમલાનું કારણ બીજું કૈંજ નથી પણ અત્યાર સુધી આ પત્રની કટારોમાં આ કાવતરાખોર ટોળકીના અને ફાંસીયા મંડળના કામોને લગતી ટીકાને લગતાં લખાણો આવતાં એજ છે. અત્યાર સુધી વર્તમાને એના જુલમો સામે માથું ઉંચક્યું છે અને એની એ નીતિમાં જરા પણ ફેરફાર નથી થયો. મી. અંતાણીને સખત માર પડયો છે. એની ના પડાય એમ નથી છતાં એમના મિત્રો જાણીને ખુશી થશે કે એમની સ્થિતિ ભયપ્રદ નથી. એઓ જલદી સાજા થઇ જશે અને આ જુલમ સામે યોગ્ય લડત ચલાવશે.'

એની નીચે નોંધ હતી કે આ પત્રની ઓફિસના રક્ષણ માટે પોલિસની એક ખાસ ટુકડીની નિમણુંક કરવામાં આવી છે.

મેઘજી હજી છાપુ વાંચી રહ્યો ન હતો ત્યાં કોઇએ એનું બારણું ખખડાવ્યું. એણે એ ઉઘાડયું એટલે દેવકુંવરે એને એક ચીઠ્ઠી આપી અને કહ્યું કે હમણાં જ એક છોકરો આવીને આપી ગયો.

મેઘજીએ તે લીધી અને વાંચી. એની નીચે કોઇની સહી ન હતી. એમાં નીચે મુજબ લખાણ હતું.

'મ્હારે આપની સાથે કેટલીક વાત કરવી છે પણ તે આપના મકાનમાં થઇ શકે એમ નથી. કૃપાકરી આપ મ્હને પ્રીન્સ ગાર્ડન્સમાં મળશો તો આભાર થશે. જો આપ હમણાં જ ત્યાં આવશો તો આપને સાંભળવા લાયક કેટલીક હકીકત હું કહીશ.'

મેઘજીએ એ ચીઠ્ઠી બે વખત વાંચી. એને એ જોઇને ઘણી નવાઇ લાગી. એ કોણે લખી હશે? હસ્તાક્ષર પુરૂષના હતા એટલે

જૂના અનુભવોને સ્થાન ન હતું. છેવટે એણે એના લખનાર માગણીનો સ્વીકાર કરવાનો નિર્ણય કર્યો.

પ્રીન્સ ગાર્ડન્સ ઉંચી ટેકરી પર શહેરની વચ્ચે આવેલો બગીચો હતો. એનો ઉપયોગ ઉન્હાળામાં વિશેષ થતો. શિયાળામાં કોઇ રડયું ખડયું ત્યાં જતું. મેઘજીએ ત્યાં જઇને આમ તેમ ધ્યાન દઇને જોયું. એની નજર વૃદ્ધ શાંતિલાલપર પડી. ગઇ કાલેજ એ સર્વાધિકારીના ગુસ્સાનો ભોગ થઇ પડયો હતો એ મેઘજીની ધ્યાન બહાર ન હતું. મંડળની છૂપી નિશાની પરસ્પર જણાવ્યા પછી બેઉ જણા વચ્ચે વાત શરૂ થઇ.

'મ્હારે આપની સાથે થોડીક વાત કરવી હતી, મેઘજીભાઇ!' શાંતિલાલે વિવેક પુરઃસર કહ્યું. 'આપે મળવા આવીને મ્હને આભારી કર્યાં છે.'

'પણ ચીઠ્ઠીની નીચે તમે સહી શા વાસ્તે કરી ન હતી?'

'એનું પણ કારણ હતું. કોનો વિશ્વાસ રાખવો ને કોનો નહિ એ એક સમસ્યા થઇ પડી છે! એનો સદુપયોગ થશે કે સ્વીકાર થશે એની પણ મ્હારી ખાત્રી ન હતી.'

'પણ ગમે તે સંજોગોમાં યે મંડળના સભાસદો એક બીજા પર વિશ્વાસ રાખી શકે.'

'નારે ના! હંમેશાં નહિ. આપણે ગમે તે કહીએ—કહીએ શું વિચાર કરીએ—તે પણ શ્યામરાયને કાને જાય છે ને એ જાણે છે.'

'હજી કાલે રાત્રે જ સર્વાધિકારીની સંપૂર્ણ સત્તા સ્વીકારવાના તથા એમને વફાદાર રહેવાના મ્હેં સોગન લીધા છે અને એ તમારી જાણ બહાર નથી. તમે એ સોગન તોડવાનું તો નથી કહેતાને?' મેઘજીએ જરા કડકાઇથી પૂછ્યું.

'જો આપ એવું વલણ અખત્યાર કરવા માગતા હો તો આપને તસ્દી આપવા બદલ લાચાર છું, વખત એવો ખરાબ આવ્યો કે બે ગૃહસ્થ માણસ પણ પોતાના વિચાર સ્વતંત્રપણે એક બીજાને ન જણાવી શકે!'

મેઘજી અત્યાર સુધી સામાનું બારીક નિરીક્ષણુ કરતો હતો તે જરા ધીરેથી બોલ્યોઃ

'જુઓને, હું તો અહીંનો ભોમીયો નથી. તમારા રીતરિવાજની મ્હને ઓછી જ ખબર છે! મ્હારે કૈં કહેવા જેવું નથી. આપને જે કહેવું હોય તે બેલાશક કહો, હું સાંભળીશ.'

'અને વખત આવ્યે સર્વાધિકારીને કહી દેશો.' શાંતિલાલે કટાણે મ્હોઢે ઉમેર્યું.

'ત્યાંજ તમે મ્હને અન્યાય કરો છો.' મેઘજીએ જણાવ્યું 'મ્હારી પોતાની બાબતમાં હું મંડળને સંપૂર્ણ વફાદાર છું, અને એ સીધી રીતે કહું છું પણખરો છતાં બીજા કોઇએ વિશ્વાસ રાખીને મ્હને જે કહ્યું હોય તે હું કોઇને ભાગ્યે જ જણાવું છું. તમે જે કહેશો તે ત્રાહિત કે ત્રીજાને કાને જવા નહિ પામે. બાકી તમને મ્હારી પાસેથી નહિ મળે મદદ કે નહિ મળે સહાનુભૂતિ.'

'એ બેમાંથી એક્કેની મ્હેં આશા રાખી જ નથી.' શાંતિલાલે કહ્યું. 'ખરૂં કહું તો મ્હારૂં જીવન હું આપના હાથમાં મૂકું છું. મ્હને કાલે રાત્રે લાગ્યું કે તમે તાજા અને ચાલાક તેમ જ બાહોશ માણસ છો અને મંડળના બીજા સભ્યો જેટલા સખત હૃદયના નહિ જ હો. એ પછી જ મ્હેં આ રીતે વાત કરવા વિચાર કર્યો.'

'બોલો, તમારે શું કહેવું છે?'

'જો આપ મ્હને દગો દેશો તો પ્રભુ આપને પૂછશે.'

'એ વાતે નિર્ભય રહો. હું કોઇને નહિ કહું.'

'તો પછી હું એમ પૂછું કે જ્યારે આપે આ મંડળમાં ડર્બાનમાં જોડાવાનો વિચાર કર્યો અને જોડાયા ત્યારે આપને સ્વપ્ને પણ ખ્યાલ હતો કે આ મંડળ ફાંસીયા અને હરામખોરોનું મંડળ હશે?'

'મંડળના કામને તમે વખોડો છો?'

'બીજું શું થાય! તમે જ કહોને! કાલે રાત્રે તમને જે અનુભવ મળ્યો તે પુરતો નથી? તમારા દાદા જેવડા મોટા અને વૃદ્ધ માણુસને

બેસુમાર માર મારવો એ શું ગૃહસ્થાઇનું કામ હતું ? એને ગુન્હો ન કહું તો બીજું શું કહું ?'

'એવા પણ માણસો છે કે જે એને લઢાઇ કહેશે ' મેઘજીએ કહ્યું. 'બે પક્ષ વચ્ચે લઢાઇ ચાલે ત્યારે એક બીજાને જ્યાં ફાવે ત્યાં ઘા કરે અને મારે.'

'જ્યારે આપે ડબ્લીનમાં આ સંસ્થામાં જોડાવાનો વિચાર કર્યો ત્યારે એવો ખ્યાલ પણ હતો ?'

'નાજી. મ્હારે કહેવું જોઇએ કે મ્હેં એવું ધાર્યું ન હતું.'

'અને મ્હેં પણ જ્યારે હું કૅાટાઉનમાં જોડાયો ત્યારે સ્વપ્ને પણ આવું ધાર્યું ન હતું. એક બીજાને મળવાની, પરસ્પર ઓળખાણ પીછાણ કરવાની અને સહકાર કરવાની આ સંસ્થા હતી. પછી હું અહીં આવ્યો, કોઇ ખરાબ ચોઘડીએ—કાળ ચોઘડીએ સ્તો—હું અહીંયાં આવ્યો. મ્હારી સાથે બૈરી છોકરાં પણ હતાં. અહીં આવીને મ્હેં નાની સરખી દુકાન કાઢી. બે પૈસા પેદા કર્યા. એવામાં અહીંની શાખામાં ખબર પડી કે હું આ સંસ્થાની કૅાટાઉનની શાખાનો સભ્ય હતો એટલે અહીંયાં જોડાવા મ્હને આગ્રહ કરવામાં આવ્યો. એજ રીતે આપને પણ આગ્રહ થયો જ હશે. મ્હારા ખભા પર પણ પેલી છાપ પડી અને બીજાઓની સાથે હું પણ છપાયલું કાટલું થઇ ચૂક્યો. મ્હારી સ્થીતિ કફોડી થઇ પડી હતી એ મ્હેં તે વખતે જોયું પણ સું કે ચાં થઇ શકે એમ ન હતું. સર્વાધિકારી ફરમાવે તે કરવાને સદાયે તૈયાર રહેવું જોઇએ અને એ મુજબ મ્હારે મંડળના કામમાં ભાગ લેવો પડ્યો છે અને મ્હારૂં હ્રદય હમેશાં ડંખતું રહ્યું છે. મ્હારાથી મંડળ છોડીને જવાય પણ નહિ. એમ કરૂં તો એનું પરિણામ મ્હારા મૃત્યુ સિવાય બીજું છે જ નહિ. મ્હારાં બૈરી છોકરાંનું શું થશે એની મ્હને હમેશાં ચિંતા રહે છે. અરે ભલા ભગવાન ! હું એવી કફોડી સ્થીતિમાં મૂકાયો છુ કે કોઇ દુશ્મન પણ આવા ધર્મસંકટમાં ન આવજો.' એટલું એટલું

કહેતાં કહેતાં એ આવેશમાં આવી ગયો હતો અને હૃદયનો આવેગ અસહ્ય થઇ પડ્યાથી બે હાથમાં મોઢું ઢાંકી દઇ ડુસકાં ખાવા લાગ્યો.

મેઘજી એના સામું જોઇ રહ્યો. એ એની લાગણી સમજ્યો. એને એના માટે સહાનુભૂતિની લાગણી થઇ.

'તમે આ કામને લાયક ન હતા.' મેઘજીએ કહ્યું. 'તમે ઉંધે રસ્તે દોરવાયા હતા. તમારૂં મન બહુ પોચું છે અને પોચી છાતી વાળાનું આમાં કામ નથી'

'અરેરે! એને ખાતર મ્હેં મારૂં હૃદય અને ધર્મ પણ નેવે મૂક્યાં, મ્હારાં પાપ તે ક્યારે ધોવાશે! એક વખત મ્હને કામ સોંપવામાં આવ્યું. તમે કાલે ગયા તેમ મ્હારે પણ જવાનું હતું. શું કરૂં! હું ગયો. એ જગ્યા અહીંથી વીસેક માઇલ દૂર એકાંતમાં છે. મ્હને બારણે ઉભો રાખ્યો. મ્હારો વિશ્વાસ બીજાઓને પુરતો ન હતો. બીજા બધા અંદર ગયા. બહાર આવ્યા ત્યારે એમના હાથ લોહીથી ખરડાયલા હતા. અમે આવવા લાગ્યા ત્યારે એક છોકરો રડતો રડતો બહાર આવ્યો. એ બહુ તો પાંચેક વર્ષનો હશે. એના બાપને મારી નખાતો એણે જોયો હતો અને એનું રડવું દિલ પીગળાવે એવું હતું. એ જોઇને મ્હને એટલું તો લાગી આવ્યું કે મ્હને લગભગ મૂર્છા આવવા જેવું થયું; છતાં મ્હારે હિંમતથી ચાલ્યા આવવું પડયું. મ્હને લાગ્યું કે જો હું મંડળના વાંકમાં આવું તો પેલા માણસની પેઠે મ્હારૂં ખૂન થવામાં વાર ન લાગે અને મ્હારા દીકરાને પણ એ રીતે રોવાનો વખત આવે. હજી પણ એ વિચારથી હું ધ્રુજું છું. પ્રભુને હું શો જવાબ દઇશ? એણે આપણને આવાં કામ કરવા સરજાવ્યા હશે? મ્હારી આ સ્થિતિ છે. હું ખાડામાં પડયો છું. તમે એ રસ્તે જાઇ રહ્યા છો એટલે મ્હેં ચેતાવવા ખાતર બોલાવ્યા છે.'

'તમે શું કરશો?' મેઘજીએ એકાએક પૂછ્યું. 'તમે ખબર તો નહિ આપોને?'

'એ શું બોલ્યા! મ્હારા જીવનના ભોગે પણ હું એમ ન જ કરૂં.'

'તો ઠીક. મ્હને લાગે છે કે તમે પોચા દિલના માણસ છો અને વાતને મોટું રૂપ આપો છો.'

'મોટું રૂપ આપું છું! આપને અનુભવ નથી. અનુભવ મળશે એટલે ખાત્રી થયા સિવાય નહિ રહે. પેલી ખીણ જુઓ. ધુમાડા અને રજકણથી એ કાળી થઇ છે એના કરતાં વધારે કાળી તો આપણા મંડળનાં કૃત્યોને લીધે થઇ છે. ધુમાડાનાં વાદળ કરતાં આપણાં કર્મોનાં વાદળ ઘણાં જ ગાઢાં અને વિશાળ છે. એ મ્હોતની ખીણ છે. જરા થોભો અને વખત આવ્યે આપને બધું સમજાશે.'

'ભલે! એવું લાગશે ત્યારે વાત કરીશ.' મેકજીએ બેદરકારીથી જવાબ આપ્યો. 'મ્હને એટલું તો સ્પષ્ટ લાગે છે કે તમે કઢેકાણે ગોઠવાઇ ગયા છો માટે બને તેટલા જલદી તમારો માલ સામાન વેચી સાટી અહીંથી ચાલ્યા જાવ તો જ તમારી સલામતી છે. તમે જે કહ્યું છે તે વિષે જરા ય ચિંતા ન કરતા. એ હું કોઇને પણ નહિ કહું; પણ મ્હને લાગ્યું કે તમે પેટની વાત કઢાવવા—'

'નારે ના!' શાંતિલાલે દીન વદને કહ્યું.

'બહુ સારૂ. તમે કહ્યું છે તે ધ્યાનમાં રાખીશ અને વખત આવ્યે એ વિષે વાત કરીશ. મ્હને લાગે છે કે તમે લાગણીથી પ્રેરાઇને મ્હને કહ્યું છે. હવે હું જાઉં છું.'

'હજી એક વાત બાકી રહે છે.' શાંતિલાલે કહ્યું. 'આપણને વાત કરતાં કોઇએ જોયા હશે; અને વખતે તમને પૂછવામાં આવશે કે આપણે શી વાત કરતા હતા?'

'એ ઠીક વિચાર કર્યો.'

'તો કહેજો કે હું આપને મ્હારા સ્ટોરમાં કલાર્ક તરીકે રોકવાની વાત કરતો હતો.'

'ભલે, અને એ બાબતનો મ્હેં નન્નો વાસ્યો એટલું ઉમેરવાનું.

ચાલો રજા લઉં. આશા રાખું છું કે આપનું કામ સુધરે અને આપને ફતેહ મળે.'

એજ દિવસે બપોરે મેઘજી સુતો સુતો કૈં વાંચતો હતો એવામાં એનું બારણું ઉઘડયું અને **શ્યામ**રાયનું લાંબુ પહોળું શરીર દેખાયું એણે અંદર આવીને **મંડળ**ની છૂપી નિશાની બતાવી. **મેઘજી**એ તેનો રીતસર જવાબ આપ્યો અને **શ્યામ**રાયનો આદર સત્કાર કર્યો.

'કેમ છે ? મેઘજી ! હું અહીં થઇને જતો હતો એટલે તને મળવાનું મન થયું.'

'આપને અહીં પધારેલા જોઇ મ્હને ઘણો આનંદ થયો. આપનાં પગલાં મ્હારે ત્યાં કયાંથી !' **મેઘજી**એ વિવેક દર્શાવ્યો.

'હાથે કેમ છે ?' **શ્યામ**રાયે પૂછ્યું.

'સુઝી ગયો છે. પણ એ વેદના યે કિંમતિ છે.'

'એ વાત તો ખરી' **શ્યામ**રાયે કહ્યું. 'જેને એની કિંમત છે તેને મન એવું ખરૂં. આજે સવારે તું **પ્રીન્સ ગાર્ડન્સ**માં **શાંતિલાલ** સાથે શી વાત કરતો હતો ?'

સવાલ એકાએક એવી રીતે પૂછાયો હતો કે મેઘજીનો જવાબ આગળથી તૈયાર હતો તે જ ઠીક હતું.

એ સાંભળીને **મેઘજી**એ હસીને કહ્યું :

'એને ખબર નથી કે હું ઘેર બેઠાં કમાઇ શકું એમ છું અને એ વાતની એને ખબર પણ નહિ પડે. એણે માન્યું કે હું કામધંધા વિનાનો હઇશ એટલે એણે પોતાના સ્ટોરમાં કલાર્કની જગ્યા આપવાની વાત કરી.'

'એમ વાત હતી ?'

'હાજી.'

'અને તેં એને ના પાડી ?'

'બીજું શું ? એના કરતાં દસગણું અહીં બેઠાં બેઠાં હું કયાં કમાઉં એમ નથી ?'

'જરૂર. પણ એની સાથે બહુ ભેળાવું મ્હને પસંદ નથી.'

'કેમ ?'

'હું ના કહું છું એ પુરતું છે.'

'બીજા માટે હશે પણ મ્હારા માટે એ પુરતું નથી.' મેઘજીએ હિંમતથી કહ્યું. 'અને આપને માણસની પરીક્ષા હોય તો મ્હારે એ કહેવાપણું રહેતું નથી.

શ્યામરાયની આંખોમાંથી તણખા ખરતા લાગ્યા.

એકાએક એ હસ્યો અને મેઘજીને ખભે હાથ મુકી બોલ્યો.

'તું બહુ જબરો જણાય છે મેઘજી! તને એનાં કારણ જોઇતાં હોય તો કહું. તને શાંતિલાલે મંડળ વિરૂદ્ધ કંઈ કહ્યું ?'

'ના.'

'મ્હારી વિરૂદ્ધ કંઈ ?'

'નાજી.'

'નથી કહ્યું તે એટલા જ કારણસર કે એને તારો વિશ્વાસ આવ્યો નહિ હોય. ખરા હૃદયથી એ વફાદાર નથી. અમને એ ખબર છે અને એના પર ધ્યાન રાખીએ છીએ; અને બરાબર યોગની વાટ જોઇએ છીએ. હું ભૂલતો ન હોઉં તો એ બહુ દૂર નથી. આપણા વાડામાં મુરખ મેઢાંનું કામ નથી. અને આવા માણસની સોબત તું કરે એ અમને પસંદ ન પડે એ દેખીતું છે. હવે સમજાયુ ?'

'એની સોબતની વાત જ નથી કારણ કે એ મ્હને ગમતો માણસ નથી.' ઘજીએ જવાબ આપ્યો. 'અને મ્હારા માટે બેવફાઇની શંકાની વાત કરનાર આપના સિવાય બીજું કોઇ હોત તો એનું મોઢું રંગાઇ ગયું હોત !'

'ચાલો. એ પણ ઠીક !' શ્યામરાયે હસીને કહ્યું. 'હું તો તને વખતસર ચેતાવા આવ્યો અને તું ચેતી પણ ગયો.'

'શાંતિલાલ સાથે મ્હારે વાત થઇ એ આપને શી રીતે ખબર પડી ?' મેઘજીએ પૂછ્યું.

**શ્યા**મરાય હસી પડયો.

આજુબાજુ શું ચાલે છે ને શું નહિ તેની ખબર મ્હને મળે એવી ગોઠવણુ કરેલી છે એ મુજબ મ્હને ખબર મળ્યે જ જાય છે, ચાલ, હવે જાઉં.'

એમ કહીને એ જવાનું કરે છે ત્યાં તો એકાએક બારણું ઉઘડયું અને ત્રણ વણ નોતર્યા મ્હેમાન અણુધાર્યા આવ્યા. મેઘજીએ એકાએક પોતાની રિવોલ્વર સંભાળી પણ એટલામાં તો એના માથા સામે બે રિવોલ્વરો ધરાયલી જોઇ એ ઠંડો થઇ ગયો. એની સાથે કેપ્ટન કેશવ ઉભો હતો અને એના હાથમાં આઠ બહારની રિવોલ્વર હતી. એણે હસીને મેઘજી સામે જોયું.

'કેમ છો! મેઘજીભાઇ! પાછી ચાલાકી અજમાવી! ચાલો, તમારી ટોપી લઇલો ને અમારી સાથે ચાલો.'

'આને માટે તમારે સહન કરવું પડશે કેપ્ટન! સમજ્યાને!' **શ્યા**મરાયે કહ્યું. 'એક પ્રમાણીક માણસના ઘરમાં એકાએક દાખલ થઇને હેરાન કરવાનો તમને શો હક્ક છે?'

'અને તમે એ પૂછો છો મી. **શ્યા**મરાય!' કેપ્ટન કેશવે કરડાકીમાં જવાબ આપ્યો. 'તમારા જેવા કાઉન્સીલર એ ન સમજી શકે એ નવાઇની વાત છે. અમે તમને હેરાન કરવા માગતા નથી. અમારે તો મેઘજી સાથે કામ છે અને તમારી ફરજ અમને મદદ કરવાની છે, નહિ કે અમારા કામમાં ડખલ કરવાની.'

'એ મ્હારો મિત્ર છે અને એની ચાલચલકત માટે હું જવાબ દઇ શકીશ.'

'તમે વખત આવ્યે તમારી ચાલચલકતનો જ જવાબ આપજોને! મેઘજી તો ડર્બાનમાં યે હરામખોર હતો અને હજી પણ છે. એને પકડો, અને એની પાસેથી હથીઆર લઇ લો.' છેલ્લા શબ્દો એણે પોતાના બેઉ મદદનીશોને કહ્યા.

'મ્હારૂં હથીઆર હું જ ઠેકાણે મુકું છું' મેઘજીએ કહ્યું. 'અને

તમારી સાથે આવું છું. આપણે બે જો એકલા હોત તો તમે આટલી સહેલાઇથી મ્હને ન પકડી શકત કેપ્ટન કેશવ!'

'વોરંટ ક્યાં છે?' શ્યામરાયે પૂછ્યું. 'અરે બાપરે! આતે ન્યાય છે કે ફારસ!'

'તમે તમારૂં કામ કરો કાઉન્સીલર! અને અમને અમારું કામ કરવા દ્યો'

'કયા ગુન્હા માટે મ્હને પકડો છો?' મેઘજીએ પૂછ્યું.

વરમીસા વર્તમાનના વૃદ્ધ તંત્રી મી. અંતાણીને મારવાના. એ મરી ન ગયા એટલું સારૂ થયું નહિતર ખૂનનો આરોપ આવત.'

'તો પછી તમે ખાલી તકલીફ નહિ ઉઠાવતા કેપ્ટન! મેઘજી કાલે રાત્રે બાર વાગ્યા સુધી મ્હારે ત્યાં બીઝીક રમતો હતો અને એને માટે દસબાર સાક્ષી હું હાજર કરી શકીશ.'

'તે તમારૂં કામ છે અને તમને ફાવે તો એ જવાબ કોર્ટમાં આપજો. ત્યાં સુધી તો ચાલો, મ્હારા મેઘજીભાઇ! છાનામાના આમની સાથે જાવ, અને જો એ સીધો ન આવે તો ગરમ કરીને પણ લઇ જાજો. મી. શ્યામરાય, તમે રસ્તો માપો. અમારા કામમાં ડખલ કરીને કાંદા નહિ કાઢો.'

કેપ્ટન કેશવનો દેખાવ એવો કરડો હતો કે એને ચીઢવવાની શ્યામરાયની હિંમત ચાલી નહિ. એણે ધીરે રહીને મેઘજીને પૂછ્યું:

'પેલાનું શું—' કહીને એણે અંગુઠા વતી પૈસા પાડવાનાં ઓજાર વિગેરે માટે પૂછ્યું.

'હરકત નથી.' મેઘજીએ જવાબ આપ્યો. એ એણે એવી રીતે સંતાડયા હતાં કે કોઇની મગદૂર ન હતી કે શોધી શકે.

'ચાલો, સાહેબજી!' શ્યામરાયે રજા લેતાં કહ્યું. 'હું હમણાં જ ભીમજીને મળું છું અને તારા બચાવની ગોઠવણ કરૂં છું. એની દલીલ આગળ પોલીસનું કૈંજ નહિ ચાલે અને કોર્ટ છોડી જ દેશે.'

**ભીમજી** ત્યાંનો આગળ પડતો અને બાહોશ વકીલ હતો.

'તમે એને લઇ જાવ. હું એનું મકાન જોઇ લઉં.' એમ કહીને ક્રૅપ્ટને પોતાના માણસો અને કેદીને રવાના કર્યો અને પોતે તપાસ કરવા માંડી. ધ્યાન દઇને જોવા છતાં યે એને કૈં જ જડયું નહિ કે જેનાથી એનું કામ સરળ થાય કે કૈંક મદદ મળે.

મેઘજીને થાણામાં લઇ ગયા ત્યારે અંધારૂં થઇ ગયું હતું; છતાં એની પાછળ કેટલાક માણસો અને છોકરાંઓ હુરીયો કરતાં આવતાં હતાં. એને થાણામાં જતાં જોઇને એ સૌ પાછા ફર્યા.

સહેજ સાજ તપાસ પછી મેઘજીને ગુન્હેગારો માટે બનાવેલી કોટડીમાં પુરવામાં આવ્યો. ત્યાં એણે ત્રિકમજી તથા બીજા ત્રણ જણને પુરાયલા જોયા. એ બધા બપોરના પકડાયા હતા.

પણ આ બધાં જાપ્તા અને કડકાઇનાં વાતાવરણ ભેદીને મંડળનો હાથ એમનું રક્ષણ કરવા તથા એમની સગવડો સાચવવા સમર્થ હતો. રાતના મોડેથી એમને માટે સારામાં સારી મીઠાઇ તથા ફળ-ફળાદી લઇને એક કૉન્સ્ટેબલ આવ્યો. એ બધું એ વીંટામાં લઇ આવ્યો હતો. પાંચે જણા લહેરથી એ બધું ચપાટી ગયા અને નિરાંતે ઉંઘી ગયા. શું થશે એની અક્કેને ય ચિંતા ન હતી.

એવી ચિંતા રાખવાની એમને જરૂર પણ ન હતી કારણ કે એમની ખાત્રી હતી કે એ સૌ છૂટી જવાના છે. એમના તરફથી લાવવામાં આવનાર સાક્ષીઓની જુબાની વિરૂદ્ધ મેજીસ્ટ્રેટ કૈંજ સજા કરી શકે એમ ન હતું અને એ કૈં કરે તો યે એની ઉપલી કોર્ટ જરૂર છોડી દે.

બીજે દિવસે કેસ ચાલ્યો.

પોલિસ પક્ષે છાપખાનાના કંપોઝીટરો અને પ્રુફરીડરો તથા એક સીપાઇની સાક્ષી હતી. એમાંનો કોઇ ખરી ખાત્રીથી ગુન્હેગારને ઓળખાવી શકતો ન હતો. એમના એકાએક હુમલાથી સૌ કોઇ ગભરાઇ ગયા હતા અને આગળ આવવાના કે મદદ કરવાના પણ

તેમના હોશકોશ ન હતા. એ બધા સાક્ષીઓ **ભીમજી**ની ઉલટ તપાસમાં તૂટી ગયા.

**મી. અંતાણી**એ જણાવ્યું કે એમના પર ઓચિંતો હુમલો કરવામાં આવ્યો હતો અને પહેલો ફટકો જ સખત રીતે પડયો હતો એટલે એ ખરી ખાત્રીથી ગુન્હેગારોને ઓળખાવી શકે એમ ન હતું છતાં આ લોકો જ હતા એમ એમનું માનવું હતું. એ ઉપરાંત એ મંડળ સિવાય કોઇને એમના પર હુમલો કરવાને કંઇ જ કારણ ન હતું અને એમની હંમેશની ટીકાને લીધે જ મંડળે આ પગલું લીધું હતું

**ભીમ**જીની ઉલટ તપાસમાં એ આ લોકો જ એમને મારનાર હતા કે કોઇ બીજા હતા એ ખરી ખાત્રીથી કહી ન શક્યા એટલે એ પણ તૂટી ગયા.

**શ્યામરાયે** ઓછામાં ઓછા છ સાત આબરૂદાર માણસો સાક્ષી તરીકે આણ્યા હતા. એમણે જણાવ્યું કે ગઇ કાલે રાત્રે **શ્યામરાયે** પોતાના મિત્રોને ચહાપાણી માટે નોતર્યા હતા અને મોડે સુધી સંગીત અને રમતગમત ચાલુ હતી. મેઘજી, ત્રિકમજી અને બીજા બધા તે વખતે હાજર હતા અને છેક રાતના બાર વાગ્યા પછી ઘેર ગયા હતા. અંતાણીને રાત્રે સાડાદસ અગીઆરે માર પડ્યો હતો એટલે એમાં મેઘજી વગેરેનો હાથ હોય એ તદ્દન અસંભવિત હતું. ઉલટ તપાસમાં પણ એ લોકોએ ચોકસાઇથી જવાબ આપ્યા.

આ સંજોગોમાં ખોટી હેરાનગતી માટે દિલગીરી બતાવી કૉર્ટે મેઘજી વિગેરેને છોડી મૂકયા અને કૅપ્ટન કેશવના વર્તન બદ્દલ ટીકા કરી.

અને કોર્ટનો ચુકાદો આનંદના અવાજ સાથે લોકોએ વધાવી લીધો. મેઘજીએ જોયું તો કેં કેટલાયે જાણીતા અને ઓળખીતા માણસો કૉર્ટમાં હાજર થયા હતા. એમાંના ઘણાખરા મંડળના સભ્યો જ હતા.

આ રીતે મેઘજી માનસહિત છૂટી ગયો.

# ભયનાં વાદળ

**મેઘજીની ખ્યાતિમાં જે** કાંઇ ઉણપ હતી તે એની સામેના આ કેસ અને એના પરિણામથી પૂરાઇ. આજ સુધી એવો બનાવ ભાગ્યે જ બન્યો હશે કે જેમાં દાખલ થવાની રાત્રે જ સભાસદને કામ સોંપવામાં આવે, ને સફળતાથી એ પુરૂં કરે, પકડાય, કેસ ચાલે ને ત્રીજે દિવસે છૂટી જાય. એ પહેલાં પણ એણે ઘણી સારી ખ્યાતિ મેળવી હતી અને તેમાં આ બનાવોએ ઘણો ઉમેરો કર્યો. એનો હસમુખો અને મળતાવડો સ્વભાવ ખુબ વખણાયો. એ ઉપરાંત એમ પણ કહેવાયું કે એ સર્વશક્તિમાન સર્વાધિકારી તરફથી થતું અપમાન પણ સાંખી લે એવો ન હતો. ચારે તરફ એનાં અનેકવિધ વખાણ થતાં.

એનું ભેજું પણ ફળદ્રુપ હતું. મંડળની અનેકવિધ પ્રવૃત્તિઓમાં એ મદદગાર હતો. એની સલાહ ઘણી વાર પૂછવામાં આવતી. એમ પણ બોલાતું કે એ આગળ ઉપર પ્રમુખની ખુરસી શોભાવશે ને સર્વાધિકારી થશે.

એની આ વધતી જતી કીર્તિ કેટલાકથી સહન ન થતી અને એવા અકારણ એનો કીર્તિદ્વેષ કરતા. ત્રિકમજી એમાં આગેવાન હતો

પણ એક બાજુ એને ખ્યાતિ મળી ત્યારે બીજી તરફ એની આબરૂ કોડીની થઇ ગઇ. એ પકડાયો અને એની ચામે કેસ ચાલ્યો એ વાતની મણિના બાપને ખબર પડી ત્યારથી એને માટે જે રહ્યું સહ્યું માન હતું તે પણ એને મનથી ઘટી ગયું. મણિને એને માટે ખૂબ લાગણી હતી છતાં એને યે વિચાર થયો કે એના જેવા ગુન્હેગાર અને છાપેલા કાટલા જોડે દિવસ કાઢવા પડે તો એ સંઘ કાશીએ શી રીતે જાય !

બીજા કરતાં એ બાબતની મણિને વધારે ફીકર હતી. એ સમજુ હતી અને પોતાનું હિતાહિત સ્હમજતી હતી. ત્રિકમજી માટે એને માન ન હતું; અને છેલ્લા વિરોધ પછી એ આવતો બંધ થઇ ગયો હતો. જયશંકરને પણ એ ગમતી વાત હતી એમ એને લાગ્યું. ત્રિકમજી પછી બીજો કોઇ લાયક માણસ એમ દૂર દેશાવરમાં મેઘજી સિવાય મળવો મુશ્કેલ હતો. એ છતાં એને મેઘજી પ્રત્યે ઉપલા બનાવથી તિરસ્કાર પેદા થયો હતો અને મણિ માટે શી જોગવાઇ કરવી તેની એને ચિંતા થતી હતી.

બહુ બહુ વિચારને અંતે મણિને એમ લાગ્યું કે એક વખત મેઘજીને જાતે મળીને બને ત્યાં સુધી આ જાતનાં કામો કરતો એને અટકાવવો અને એ મંડળ સાથેનો સંબંધ તોડી નાખવા એને વિનવવો. એ જો માની જાય તો ત્રણે જણે, મણિ, જયશંકર અને મેઘજીએ દૂર દેશાવર ચાલ્યા જવું. એની આ વિનંતિ મેઘજી

સ્વીકારશે કે કેમ તેની એને ખાત્રી ન હતી છતાં પ્રયત્ન કરી જોવાનો એણે નિશ્ચય કર્યો.

વિચારમાંને વિચારમાં આખી રાત ગાળીને એક દિવસે સવારના મણિ દેવકુંવરને ત્યાં ગઇ. મેઘજી પોતાના ખંડમાં ટેબલ આગળ બેઠો બેઠો કંઇક લખવામાં મશગુલ હતો. બિલકુલ અવાજ ન થાય એવી ચાલે ચાલીને મણિ એની પાછળ ઉભી રહી, અને એને કંઇક અટકચાળું કરવાનું મન થયું. એણે ધીરે રહીને એની આંખો દબાવી દીધી.

એનો વિચાર એને ભડકાવવાનો હોય તો એ એને ભડકાવી ચૂકી હતી પણ એ ઉપરાંત એ જાતે પણ ભડકી ગઇ. એકાએક વાઘની પેઠે છલંગ મારીને મેઘજી કૂદ્યો અને એક હાથે એનું ગળું દાબ્યું તથા બીજા હાથે ટેબલપરનો કાગળ ઉપાડી ને ચોળી નાખ્યો. ક્ષણેકવાર એણે ગુસ્સાથી આવનાર તરફ જોયું પણ એને ઓળખતાં જ ગુસ્સો જતો રહ્યો; અને એને ઠેકાણે આશ્ચર્ય તથા આનંદ આવતાં લાગ્યા. મણિએ એને ગુસ્સે થતાં પહેલી જ વાર જોયો હતો હસવાનું ખસવું થતું જોઇ એ ડઘાઇજ ગઇ હતી.

'અરે બાપરે!' મેઘજીએ આશ્ચર્યથી કહ્યું. 'તું છે કે? તને આવો આવકાર આપવા માટે દિલગીર છું મણિ! તું હશે એવો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો.'

પણ હજી મણિની ધાક ગઇ ન હતી એનું હૃદય ધબકતું હતું

મેઘજી આમ શા માટે વર્ત્યો. એ કોને કાગળ લખતો હતો? એનું હૃદય શુદ્ધ હોય તો આટલી બ્હીક રાખવાપણું હોય જ નહિ. એ ગુન્હેગાર હતો અને જરૂર એ પાપી હશે જ એવો એને વિચાર આવ્યો.

'તમને એ શું થઇ ગયું મેઘજી! મ્હારાથી આટલા બધા ભડક્યા કેમ? તમારૂં હૃદય સાફ હોત તો મ્હારાથી તમે ભડકત નહિ.'

'તું એમ માને છે ? મણિ ! મ્હારૂં ધ્યાન બીજી બાબતમાં હતું એટલે તું આવી એની મ્હને ખબર પડી નહિ.'

'એમ નહિ—' એકાએક એને બીજી જ શંકા આવીને બોલીઃ 'પેલી ચીઠ્ઠી કોઇ સ્ત્રીને લખતા હતા ?'

'એ વિચાર કરવો નકામો છે ! મણિ !'

એની શંકા ખાત્રીના રૂપમાં ફેરવાતી લાગી.

'તો પછી મ્હને બતાવતા કેમ નથી. લાવો, જોવા દો, એમાં શું લખ્યું છે તે.'

'એ કોઇ સ્ત્રીને નથી લખ્યો. એ મંડળને લગતી વાત છે અને એ ખાનગી રાખવા મ્હેં વચન આપેલું છે. તને આપેલું વચન હું પાળું છું એ તો તારી ખાત્રી છે, તેવી જ રીતે એક વખત આપેલું વચન હું કદી તોડતો નથી; એટલે એ તને બતાવી ન શકાય. અને આ વખતે તારો હાથ હતો પણ કઇ ઘડીએ છૂપી પોલિસના અમલદારનો હાથ એ જ મુજબ પડે એ કોણ કહી શકે એમ છે!'

મણિને લાગ્યું કે એની વાત ખરી હતી. એ રીતે કોઇ પણ વખતે છૂપી પોલિસ એને હેરાન કરે એ સંભવિત હતું.

'એ પણ બનવા જોગ છે.' મણિ બોલી.

'હવે તો સંતોષ થયો ને ?'

'તમને બદનામ થતાં જોઇને શી રીતે સંતોષ થાય ! તે દહાડે સાભળ્યું કે તમે પેલા છાપાવાળાને મારવા બદલ પકડાયા છો તે વખતે મારો જીવ કપાઇ ગયો ! એ રીતે કોણ જાણે કયારે તમે બળતી આગમાં કૂદી પડો કે કોઇને ખબર પણ ન પડે પછી સંતોષ તે શી રીતે થાય ?'

'પણ એમ પોચા થયે કેં પાલવે !'

'ત્યારે કરે શું ? તમે એવું કરો એટલે !'

'તું પણ એમ માને છે ! મંડળનું કામ કરવાને તેના સભાસદો બંધાયલા છે.'

'તે સારૂ કામ. નહિ કે આવું મારફાડનું. નિર્દોષને મારવાથી શો લાભ ?'

'જો મણિ ! એ બાબતમાં તને શી ખબર પડે ! બે પક્ષ વચ્ચે લઢાઇ ચાલે ત્યારે એક બીજાને યોગ્ય લાગે ત્યાં પ્રહાર કરે. આ પણ એવું જ છે. મંડળનો વખત હોય તો મંડળ પ્રહાર કરે અને બીજાનું ચાલે તો એ હાથ ઉપાડે.'

'પણ મેઘજી ! તમે એ છોડી શકો નહિ ? મ્હારે ખાતર-પ્રભુને ખાતર એ બધું છોડી દો. હું એ જ કહેવા આજે આવી છું. મ્હારી એક જ માગણી છે અને તમે એનો સ્વીકાર નહિ કરો ?'

'ખરેખર ! મણિ ! તું શું કહે છે અને માગે છે તેનો તને પુરેપુરો ખ્યાલ નથી. હું મ્હારા સોગન શી રીતે તોડું ? મ્હારા સાથીઓથી છૂટો કઇ રીતે પડું ? મ્હારી સ્થીતિની તને ખબર હોત તો તેં આવી માગણી કરી ન હોત. મ્હારી ઇચ્છા હોય તો પણ મ્હારાથી છૂટા થવાય એમ નથી. મંડળ એની ગુપ્ત હકીકતો જણાવ્યા પછી મ્હારા જેવા સભાસદને જવા દે એ સંભવિત નથી.'

'એનો મ્હેં વિચાર કર્યો છે મેઘજી ! એનો પણ રસ્તો થઇ શકશે. બાપુજી પાસે પૈસા છે. એ પણ આ જગ્યાથી કંટાળી ગયા છે. એ જવા તૈયાર છે. તમે આવો તો આપણે નૈરોબી કે કેપ્ટાઉન જતાં રહીએ.'

મેઘજી હસ્યો.

'ગાંડીરે ગાંડી ! તું શું એમ માને છે કે મંડળનો હાથ ત્યાં સુધી પહોંચી શકશે નહિ ?'

'તો પછી એથી યે દૂર હિન્દુસ્તાન–કાઠિયાવાડ જ્યાં એનો હાથ ન પહોંચે ત્યાં; કોઇ પણ રીતે આ મૃત્યુની ખીણની બહાર જતાં રહીએ.'

મેઘજીને શાંતિલાલ સાંભર્યો.

'આ બીજી વખત મ્હેં એને એ નામે બોલાતાં સાંભળી. ફેર

એટલો કે બીજાએ મ્હોતની ખીણ કહી હતી અને તું મૃત્યુની ખીણ કહે છે. એ નામ એને કેટલેક દરજ્જે ઉચિત છે ખરૂં.'

'અને એ મુજબ મ્હોતનો ભયંકર પંજો સૌની ઉપર ઉગામેલો છે એ ક્યારે નીચે પડશે કે જકડશે તે કોણ જાણી શકે છે? તમે એમ ધારો છો કે ત્રિકમજીએ મ્હને માફી આપી છે? એ તમારાથી ડરે છે નહિતર ક્યારનો યે એણે બદલો લીધો હોત. તમે એને મારા તરફ જુએ છે એ રીતે જોતો જુઓ તો જણાય કે એનામાં કેટલું ઝેર છે! ભૂખ્યા વરૂના જેવી એની આંખો મ્હને જોઇને હિંસક થઇ જાય છે.'

'એમ! ત્યારે મ્હારે હવે એને વિવેકનો પાઠ શિખવવો પડશે. પણ જો, મણિ! મ્હારો જવાબ એક જ છે કે મ્હારાથી આ જગ્યા છોડી જવાય એમ નથી એ બને એમ નથી છતાં તું જો મ્હને પુરતો વખત આપે તો અહીંથી માનભેર વિદાય થવાય એવો રસ્તો હું શોધી કાઢીશ.'

'આવી બાબતમાં માન શાં ને અપમાન શાં?'

'તે તારી નજરે લાગતું હશે. પણ જો મ્હને છ મહિના જેટલો વખત આપવા તૈયાર હોય તો હું એવો માર્ગ લઇશ કે જરા પણ શરમાયા સિવાય કે હેરાનગતિ સિવાય આપણે અહીંથી જઇ શકીએ.'

મણિના આનંદનો પાર ન રહ્યો.

'છ મહિના? તમે વચન આપો છો?'

'વખતે સાત કે આઠ પણ થાય; છતાં એટલું ખાત્રી પૂર્વક કહું છું કે એક વરસથી ઓછું થશે. એ અરસામાં તો આપણે અહીંથી જરૂર ચાલ્યા જઇશું.'

અને એથી વધારે મણિને મળી શકે એમ ન હતું. એટલો વખત એ થોભવાને તૈયાર હતી. એક વખત કહ્યા પછી કદી પણ મેઘજી ફરશે નહિ એ બાબતની એને ખાત્રી હતી. આખરે ઉજ્વળ ભવિષ્યની કલ્પના પર એ મુસ્તાક રહી શકે એમ હતું

અને એ ઉજમાળ આશાએ એ પ્રફુલ્લ વદને વદને પાછી ફરી. પાછી ફરતી વખતે એના હૃદય પરનો ભાર ઉંચકાઇ ગયો હતો.

મંડળના સભ્ય તરિકે દરેક કામકાજ જાણવા તથા જોવાનો મેઘજીને હક્ક હતો; અથવા તો બધું કામ એ જાણી શકે એ રીતે થતું હશે એમ પહેલી નજરે લાગે એ સ્વાભાવિક છે પણ થોડા વખતમાં જ મેઘજીને ખબર પડી કે મંડળનુ કામ એવું ન હતું. એ સંસ્થા એણે ધાર્યું હતું તે કરતાં ઘણી વિશાળ અને એનું કામ પણ એટલું જ અટપટુ તથા છૂપુ હતું. એ તો શું પણ ખૂદ શ્યામરાય સર્વાધિકારી પણ કેટલીક બાબતોથી અજાણ હતો; કારણ કે એ બધાના ઉપર એક બીજો અધિકારી હતો અને તે કાળા પૂલ આગળ રહેતો હતો. વરમીસા જેવી કેટલી યે શાખા પર એનું પ્રભુત્વ હતું અને શ્યામરાય પણ એના નામથી ધ્રૂજતો. એનું નામ વિસનજી હતું. એ દેખાવનો ઘણો જ કરડો અને દુષ્ટ હતો.

એક દિવસ ધનજી—જે હમણાં મેઘજી સાથે જ રહેતો હતો તેને શ્યામરાય તરફથી ચીઠ્ઠી મળી તેમાં વિસનજીની ચીઠ્ઠી બીડેલી હતી. એમાં લખ્યું હતું કે કૈં ખાસ કામપર—જે આ વિભાગમાં જ કરવાનું છે તે માટે—એણે બે જુવાન માણસો નીમ્યા છે અને તેઓ એકાદ દિવસમાં આવી જશે. સર્વાધિકારીએ એમનાં રહેવા કરવાની વ્યવસ્થા કરવી. એમનાં નામ માવજી અને દામજી છે અને એમને સોંપેલા કામની વિગત જણાવવાની કે પૂછવાની જરૂર નથી. વખત આવે એ એમનું કામ કરી લેશે. શ્યામરાયે એ ઉપરાંત એટલું ઉમેર્યું હતું કે આવનાર માણસોની મંડળના મકાનમાં કે બીજે સગવડ સચવાય એમ નથી. એટલે એ કામ ધનજીએ ઉપાડી લેવું તથા મેઘજીએ એમાં મદદ કરવી. એ બેઉજણ રહે ત્યાં સુધી એમની સર્વ પ્રકારે સગવડ સાચવવી અને કામની સરળતા કરી આપવી.

એ ચીઠ્ઠી મળી તેજ દિવસે સાંજના એ બેઉ જણ આવી લાગ્યા.

એમાં માવજી ઘણો મીઠો તથા પક્કો હતો અને કામનો રીઢો હતો જ્યારે દામજી અલ્લડ અને આનંદી હતો. એ હજી ઉગતો જુવાન હતો. એ બેઉજણે આ પહેલાં પણ મંડળને લગતું કામ બરાબર બજાવી વિશ્વાસ અને શાબાશી મેળવ્યાં હતાં.

એ બેઉ પોતાનાં અત્યાર અગાઉ બજાવેલાં અને પાર પાડેલાં કામ વિષે આતુરતાથી તેમજ રસભેર વાત કરવાને તૈયાર હતા પણ હાથપરના કામ વિષે કંપણ કહેવાને રાજી ન હતા એમ મેઘજીને લાગ્યું.

'અમારી ચુંટણી એટલા સારૂ કરી કે અમે બેઉજણે આજ સુધી પાંચેક વખત કામ બરાબર કર્યું છે અને અમને કંં લફરૂં કે વ્યસન નથી. અમે કૈં ન કહીએ તેથી ખોટું લગાડવાનું નથી. ખરી વાતતો એ છે કે એ બાબતની વાત કરવાની અમને સખતાઇથી ના પાડવામાં આવી છે અને મંડનો હુકમ કેવો સખત હોય છે એ તમે ક્યાં નથી જાણતા ?'

'પણ અમારી જાણ બહાર એ કૈં ઓછુ જ છે !' ધનજીએ વાતમાં વાત રજુ કરી. 'અને જ્યારે ત્યારે આપણે ક્યાં નથી જાણવાના. આતો એટલું જ કે તમને મદદ કરી શકાય.'

'એ વાત તો ખરી પણ તમારી મદદની એમાં જરૂર નથી અને એ વાત થાય એવું યે નથી તમે કહો તો બીજી વાતો કરીએ. અમારૂં કામ પતે નહિ ત્યાં સુધી એ બાબતની વાત જ નહિ ' માવજીએ કહ્યું.

'મ્હારે તો છ સાત જણને સીધા કરવાના છે એમાંનો એકાદ હોય તો મ્હારૂં કામ ઓછું થાય' મેઘજીએ ભેદ જાણવા રસ્તો કાઢ્યો. 'એટલા સારૂ પૂછું છું. જુઓને, એક તો ચરણદાસ વાઘાણી. એની પાછળ તો તમે નથીને ?'

'નારે ! એ નથી.'

'ત્યારે મધુસુદન મ્હેતા ?'

'એ પણ નહિ.'

'ભલે, તમે કહો નહિ તો કૈં ઓછું જ કહેવરાવાય એમ છે! એટલું જ કે એ જાણત તો આનંદ થાત.'

માવજીએ હસીને ડોકું હલાવ્યું. એ એમ ભોળવાય એવો ન હતો.

અને મ્હેમાનોની આટલી આટલી કાળજી હતી તો પણ મેઘજી અને ધનજીએ એ લોકોના 'કામ' વખતે હાજર રહેવાનું નક્કી કર્યું હતું. એમના મ્હેમાનો એમની નજર કેદમાં હતા.

એટલે એક દિવસ પાછલી રાતના મેઘજીએ એ બેઉને લપાતા છૂપાતા ભાગતા જોયા કે તરત જ એણે ધનજીને જગાડ્યો અને બેઉ જણે જલદી જલદી કપડાં પહેરી પેલા બેઉની પૂઠ પકડી. હજી સવાર પડયું ન હતું. ઠંડીના દિવસ હતા અને પાછલી રાત હતી. એટલે કોઇ રડયુ ખડયુ રસ્તા પર દેખાતુ. પેલા બેઉ જણા પર દૂરથી નજર રાખીને આમણે પૂઠ પકડવી જારી રાખી અને એમનાં પગલાં દબાવતા ચાલ્યા.

મેઘજીનું રહેઠાણ શહેરની પરવાડે હતુ એમ કહીએ તો ચાલે. ત્યાંથી આગળ જતાં એ લોકો ઝાડોની ઘટામાં આગળ વધ્યા. ત્રણ માણસો ત્યાં એમની વાટ જોઇને ઉભા હતા. પાંચે જણે સહેજસાજ વાત કરી અને આગળ વધ્યા. એમનું કામ એટલુ જરૂરી હતુ કે જેમાં એક કે બે કરતાં વધુ માણસની જરૂર હતી અને એ પરથી જણાતું હતું કે એના પ્રમાણમાં જોખમ પણ વધારે હોવું જોઇએ આગળ જતાં રસ્તો ખાણો તરફ જતો હતો અને ખીણ શરૂ થતી હતી. એમણે કોહિલનો રસ્તો લીધો. કાગડાના જેટલી કાળાશને લીધે એનું એ નામ પડયું હતું. એની નજીકમાં જ એક જબરદસ્ત ખાણ હતી અને એનો મેનેજર **મી૦** ડન નામનો એક અંગ્રેજ હતો. એ ઘણોજ બાહોશ હતો અને વર્ષો થયાં એની કામ લેવાની ચાલાકી તથા કાર્ય દક્ષતા માટે પ્રખ્યાત હતો.

સવાર પડયું હતું અને ધીમે ધીમે મજુરો કામ પર ચઢતા હતા.

મેઘજી અને ધનજી પણ મજુરો સાથે ભેળાઇ ગયા અને પેલા પાંચ જણ પર નજર રાખતા આગળ વધ્યા. હજી ધુમસ પુષ્કળ હતું અને બહુ દૂરની ચીજ સ્પષ્ટ દેખાતી ન હતી. એવામાં ઍન્જીનની સીસોટી વાગી. કામ શરૂ થાય તે પહેલાં દસ મીનીટ આગમચ માણસોને ચેતાવવા અને તૈયાર રહેવા એ વગાડવાનો રિવાજ હતો.

જ્યારે તેઓ ખાણુ આગળ પહોંચ્યા ત્યારે ત્યાં આગળ આશરે સોએક મજુર એકઠા થયેલા એમની નજરે પડયા. એ બધા ખાણુમાં જવા ઉભા હતા. પેલા પાંચ જણ એક બાજુ ઍન્જીનની કોટડી પાસે ઉભા હતા. મેઘજી અને ધનજી એક ઢગલાની પાછળથી શું થાય છે તે જોવા લાગ્યા.

એમણે ખાણુના ઍન્જીનીયર **મી.** મેન્ઝીઝને બહાર આવીને ખાણુમાં ઉતારવાનાં પાંજરાં તૈઆર કરવાની સીસોટી મારતાં જોયો એ વખતે **મી.** ડન બહાર આવ્યો અને ખાણુ તરફ જવા લાગ્યો. એકાએક એની નજર પેલા પાંચ અજાણ્યા માણુસો પર પડી. તેઓ શાંતિથી ઉભા હતા. ટાઢને લીધે એમણે બુકાની બાંધેલી હતી. એમને જોઇને મૅનેજરને જરાક વાર તો મૃત્યુની આગાહી થતી ન હોય એમ ઝણઝણાટી આવી, છતાં એને ન ગણકારતાં એ એમના તરફ ફર્યો અને પૂછ્યું:

'ક્યા કામ હય? ટુમ ઇડર કાયકુ ખડા હય?'

એનો જવાબ આપવાને બદલે માવજી આગળ આવ્યો અને એકાએક **મી.** ડનના પેટ સામે ગોળી છોડી. પેલા સો મજુરો ભયના માર્યા ગભરાઇને ઉભા રહ્યા. મૅનેજરે પોતાના ઘા ઉપર બેઉ હાથ ડાબ્યા અને આગળ વધ્યો. એની મદદે ઍન્જીનીયર દોડયો. એટલામાં બીજા એક જણે મૅનેજર તરફ ફરીથી બહાર કર્યો. એ પગ ઉછાળતો ભોંયે પડયો અને બીજા ઘાયે એના પ્રાણ ઉડી ગયા. જોઇને તે ઍન્જીનીયરે બુમ મારી અને

હાથમાં જે આવ્યું તે લઇને દોડયો. એટલામાં એને બે ગોળી વાગી અને એ તમરી ખાઇને નીચે પડયો. મજુરોમાંથી કેટલાક સળવળ્યા અને આગળ વધવા લાગ્યા એટલે પેલામાંથી બેએક જણે એમના તરફ ઉપરાઉપરી દસેક બહાર કર્યા તેથી બુમ બરાડા પાડતા વિખરાઇને એ લોકો વરમિસા તરફ અને જેમ ફાવ્યુ તેમ નાસવા લાગ્યા. પછી પણ કેટલાક બહાદુરો હિંમતથી પાછા ફર્યા ત્યારે ખૂનીઓ નાસી ગયા હતા અને પોતાનું કામ સો સાક્ષીઓની સમક્ષ કર્યા છતાં એમને ઓળખાવે એવી જરાપણ નીશાની રાખી ગયા ન હતા. થોડીવારે ધુમસ ઉડી ગયુ અને એજ રીતે એ ખૂની ટોળી પણ અદૃશ્ય થઇ ગઇ. રહ્યાં માત્ર એમના કામના પુરાવા રૂપ પેલાં બે મૂડદાં.

મેઘજી અને વનજી જેમ બને તેમ જલદી ઘર તરફ નાઠા. પેલા બે આવી લાગે તે પહેલાં એમને ઘેર પહોંચી જવાનું હતું. વનજીને આજનો બનાવ ઘણો જ ભયંકર લાગ્યો. એણે આજ સુધી આવા કામમાં ભાગ લીધો ન હતો અને તેની નજર આગળનો આ પહેલોજ ગમખાર બનાવ હતો; જ્યારે મેઘજીની સ્થિતિ છેક એવી ન હતી. એ હિંમતવાન હતો અને એના સાથીદારની નબળાઇ એને પસંદ ન હતી.

'ભલા માણસ !' એણે કહ્યું. 'એમાં એટલા ઢીલા થઇ જવા જેવું છે શું ? બે પક્ષ વચ્ચેની આતો લઢાઇ છે. અને આપણે જ્યાં સફળતાથી ઘા કરી શકાય ત્યાં ઘા કરીએ છીએ. એ કૈં વ્યકિતગત વેર ઓછું જ છે ?'

એ દિવસ રાત્રે મંડળનું મકાન ગાજી ઉઠયું. એના ગાજી રહેવાનાં બે કારણો હતાં. એકતો એમના જ જીલ્લાની નડતર નીકળી ગઇ હતી અને એનો દાખલો જોઇને એમની સામે કોઇ માથુ ઉંચકી શકશે નહિ તેમજ મંડળની માગણી નકારશે નહિ. એ ઉપરાંત બીજુ કારણ એ હતું કે જે વખતે વિસનજીએ પોતાના બે માણસો અહીં મોકલ્યા હતા તે વખતે આ શાખાના બે માણસોને બીજે

સ્થળે કામ આપવા માટે માગ્યા હતા અને તે બેઉ જણ પોતાનું કામ ઘણી જ બાહોશીથી પાર પાડી આવ્યા હતા. એમને એક ખાણના માલિકને સાફ કરવાનું કામ સોંપવામાં આવ્યુ હતું. એ ઘણો જ કરડો માણસ હતો અને એણે મંડળના કેટલાક સભ્યો જે એની ખાણમાં કામ કરતા હતા તેમને આળસુ તથા છાકટા કહીને કાઢી મૂકયા હતા. વસ્તુતઃ એની ટીકા ખોટી ન હતી પણ એ રીતે રજા આપે અને મંડળનું અપમાન કરે તે સહન કરી શકાય એવું ન હતુ અને એને પરિણામે એની સામે પગલાં ભરવાનો ઠરાવ પસાર થયો હતો. એના મરણને લગતી ધમકીઓ વાળી જાસા ચીઠ્ઠીઓથી એ ન ડર્યો અને એણે પોતાનું વલણ ફેરવ્યું નહિ એટલે છેવટે એને સાફ કરવાની દરખાસ્ત પસાર થઇ અને એ મુજબ એ કામ અહીંના બે સભ્યોએ કરી આપ્યું.

ત્રિકમજીનો એમાં હાથ હતો. એ અને એક જણ બીજો એમ બેયે મળીને એ કામ પાર પાડયુ હતુ. એણે અને એના સાથીદારે આગલી રાત ડુંગરાઓમાં કાઢી હતી. ટાઢથી એમનાં શરીર અકડાઇ ગયાં હતાં એટલે એમને ગરમા ગરમ આવકાર અપાતો હતો.

એમણે પોતાનાં પરાક્રમની વાત કેટલીયે વખત કહી અને ફરી ફરીને કહેવી પડી. શા રીતે એમણે એની ખબર મેળવી એનો ઘોડો રોકયો તથા કઇ રીતે એને માર્યો તેમજ નીચે પડી ગયા પછી પણ કેવી રીતે ઘા કર્યે ગયા એ બધું રસભેર અને મીઠું મરચુ ભભરાવીને કહ્યું.

અહીંની શાખાનું કોઇ મરનારને ઓળખતું ન હતું અને કોઇને અંગત વેર ન હતુ. એ કામ એમણે પેલી શાખાને ખાતર કર્યું હતુ અને બીજાની હરીફાઇમાં વરમીસાનું પાણી ઉતરે એમ નથી એ પુરવાર કરવાની એમની ઇચ્છા હતી.

જે વખતે એ લોકોએ પેલાને ઘોડા પરથી પાડીને મારવા માંડ્યો તે વખતે એક જણની ગાડી આવી. તેમાં એક જુવાન જોડુ બેઠેલુ હતુ. એમાંનો જુવાન વચ્ચે પડવા આવ્યો પણ એને એમણે

ચેતાવી દીધો અને જો સીધો સીધો ચાલ્યો નહિ જાય તો એના પણ પેલાના જેવા હાલ કરવાની ધમકી આપી એટલે એ ડરીને ચાલ્યો ગયો.

મરનારની લાશ જોઇને, આજુબાજુના ખાણવાળા સીધા થાય એ હિસાબે એમણે એક ઝાડે લટકાવી હતી અને એની એના વારસોને ખબર પડે તે પહેલાં કાગડાઓએ ઉજાણી કરી હશે એમ કહીને એ લોકો મલકાતા હતા.

એ એમનો આનંદનો દિવસ હતો. ભયનાં વાદળ એ રીતે કાજળ કાળાં થતાં જતાં હતાં. ડાહ્યો સેનાપતિ વિજયોન્મત થયેલી સેનાને આગળ પાડી બીજો વિજય મેળવવા તરત જ મથે છે તેમ શ્યામરાયે આ પ્રસંગનો લાભ લેવાનો વિચાર કર્યો. એ રાત્રે જ્યારે મોડેથી બધા વિખરાતા હતા ત્યારે એણે મેઘજીને ખભે હાથ મૂકયો અને એકાંતમાં મળવા બોલાવ્યો. મેઘજી એની પાછળ ગયો.

'જોની દીકરા!' એણે વ્હાલથી કહ્યું. 'આજે તારે લાયકનું એક કામ છે, અને એ તારે કરવાનું છે.'

'એ સાંભળીને મ્હને ઘણો આનંદ થયો. જે હોય તે ફરમાવો.' મેઘજીએ જવાબ આપ્યો.

'તુ તારી સાથે બે જણને લઇ જજે. એક તો પેલો હસમુખ અને બીજો તને જે ઠીક લાગે તે. લાલજીને પણ મ્હેં ખબર આપી છે. એ ચાલશે. જ્યાં સુધી પેલા ભાઉ શિંદેને આપણે ઠેકાણે નહિ પાડીએ ત્યાં સુધી આપણે શાંતિથી બેસી શકીએ નહિ. એ કામ તું કરીશ એટલે આજના કરતાં પણ મોટો ઉત્સવ મંડળ કરશે અને ચારે તરફની શાખાઓ તારૂં સ્વાગત કરશે.'

'મ્હારાથી બનતું કરીને એ હું કરીશ જ. એ કોણ છે અને ક્યાં રહે છે?'

શ્યામરાયે પોતાની ડાયરી કાઢી અને તેમાંથી એક પાનું ફાડી એના પર કામ ચલાઉ નકશો દોર્યો.

'એ આયર્ન ડાઇક કંપનીમાં મુખ્ય ફોરમૅન છે. એણે પહેલ લશ્કરી ખાતામાં કામ કર્યું છે અને ઘણો કડક માણસ છે. આપણે બે વખત એના સામે પ્રયત્ન કર્યા પણ બેઉ નિષ્ફળ ગયા. આપણો માણસ અનંતરાય એમાં જ મરાયો. હવે એ કામ તારે પાર ઉતારવાનું છે. એનું મકાન આ નકશામાં મ્હેં બતાવ્યું છે તેમ આ રસ્તા પર એકલું જ છે અને ચારે બાજુ નજીકમાં કોઇ મકાન જ નથી. દિવસે પ્રયત્ન કરવો નકામો છે. બિલકુલ સવાલ કર્યા સિવાય અજાણ્યાનો એ ગોળીથી સત્કાર કરે છે. રાત્રે એ સ્થિતિ ન જ હોય. એની સાથે એની બૈરી, ત્રણ છોકરાં અને નોકર ચાકર હશે. તારે બીજો તીજો વિચાર કરવાનો નથી. એકી સાથે બધાયને સાફ કરવા પડશે. એના બારણા આગળ દારૂ ભરેલો કોથળો મૂકી ચેતાવી દેવાનો—'

'એણે શું કર્યું છે?'

'અનંતરાયને માર્યો એ મ્હેં ન કહ્યું?'

'શા વાસ્તે માર્યો?'

'એની તારે શી પંચાત! અનંતરાય રાતને વખતે એના મકાન પાસે ગયો અને એણે ગોળી છોડી. એ તારા માટે પુરતુ છે.'

'પણ પેલા ચાર પાંચ નિર્દોષ જીવ–એની સ્ત્રી, બાળકો ને નોકરનું શું? એમને પણ ખલાસ કરવાનાં?'

'જરૂર. બીજો રસ્તો જ નથી.'

'એતો બહુ વધારે પડતુ કહેવાય. એમણે શો ગુન્હો કર્યો છે?'

'આતે કઇ જાતની વાતચીત! તારે એ નથી કરવું?'

'જરા ધીરા પડો! મ્હેં કયાં કહ્યું કે એ મ્હારે નથી કરવું અથવા એવું શું કારણ આપ્યું છે કે એમ કહો છો? ખરૂં કે ખોટું તે મ્હારે જોવાનું નથી પણ–'

'તો પછી તું એ કરશેને?'

'એની કોણે ના કહી?'

'ક્યારે ?'

'એક બે રાત મ્હારે યોજના ઘડી કાઢવા તો જોઇશેને. તે પછી–'

'તે તારા પર છોડુ છું. જ્યારે તું ખુશીલીના સમાચાર લાવશે ત્યારે આપણો સોનાનો સુરજ ઉગશે.' એમ કહ્યા પછી બેઉજણ છૂટા પડયા.

મેઘજીએ પોતાને એકએક સોંપાયલા કામ વિષે ખુબ વિચાર કર્યો. જે મકાનમાં ભાઉ શિંદે રહેતો હતો તે એની રહેવાની જગ્યાએથી પાંચ માઇલ દૂર એક ખીણ આગળ આવ્યુ હતુ. તે રાત્રે જ એ એકલો ત્યાં જઇ આવ્યો. પાછો ફર્યો તે વખતે સવાર થઇ ગયુ હતું. બીજે દિવસે એ એના બે સાથીઓને મળ્યો. હસમુખ અને લાલજી બેઉ જુવાન હતા અને એમને જોખમદારીનું ભાન ઘણુ ઓછુ હતું. બે રાત્રિ પછી એ ત્રણેજણ બરાબર સજ્જ થઇને શહેર બહાર મળ્યા. એકજણ ગોઠવણ મુજબ દારુનો કોથળો લઇ આવ્યો હતો. ખાણમાં ફોડવાને માટે વપરાતો દારૂ એ લાવ્યો હતો. એ એકલવાયા મકાન આગળ ત્રણે જણ આવ્યા ત્યારે રાતના બે વાગ્યા હતા. રાત અંધારી હતી અને ટાઢ સખત હતી. મકાનના રક્ષણ માટે કુતરાઓ રાખેલા છે, એની એમને ખબર આપવામાં આવી હતી એટલે પીસ્તોલ તૈયાર રાખીને એ મકાનની નજીક આવ્યા. જેવા તેઓ મકાનની નજીક ગયા તેવો જ મેઘજી આગળ જઇને જોઇ આવ્યો કે બધુ સુમશામ છે કે કેમ. એની ખાત્રી થઇ એટલે પેલાએ બારણા આગળ દારૂનો કોથળો મુકી દીધો અને ચાકુ વડે એક તરફથી ફાડી એની સાથે જામગરી લગાડી. બધું બરાબર ગોઠવાયું એટલે જામગરી સળગાવી ત્રણે જણ દૂમ દબાવીને નાઠા. તેઓ કેટલેક દૂર એક ખાડામાં જઇને છૂપાઇ ગયા એટલામાં એકાએક એક ભયંકર ધડાકો સંભળાયો અને એની સાથે પેલુ મકાન તૂટી પડયું. એમની ખાત્રી થઇ કે એમનું કામ પાર પડયું. આવી સફળતાની આશા કોઇએ રાખી ન હતી.

પણ દિલગીરીની વાત એ હતી કે આવી સારી રીતે સફળ થયેલું કામ કાર્ય સાધક નિવડયું નહિ. કોણ જાણે કેમ એકાએક આ બનાવ બન્યો તેને આગલે દિવસે ભાઉ શિંદેએ મકાન બદલ્યું હતું અને એ એવે ઠેકાણે રહેવા ગયો હતો કે જ્યાં એના મકાન પર પોલિસનો સખત ચોકી પહેરો રહી શકે અને એને પુરતુ રક્ષણ મળે.

'એ હવે મ્હને જ સોંપી રાખો.' મેઘજીએ કહ્યું. 'એ મ્હારો માણસ છે અને એને પાર પાડવો એ મ્હારૂં કામ છે. એને માટે વરસ સુધી થોભવું પડશે તો યે હરકત નથી.'

અને એને માટે આભાર તથા અભિનંદનનો ઠરાવ મંડળે પસાર કર્યો. થોડા દિવસ બાદ જ્યારે ભાઉ શિંદે પર કોઇએ બહાર ફેર્યો પણ તે નસીબયોગે બચી ગયો હતો એમ છાપામાં આવ્યું ત્યારે સૌની ખાત્રી થઇ કે મેઘજી પોતાના શિકાર પાછળ મંડયો રહ્યો હતો.

આવું એ બંધુમંડળ હતું, અને આવાં એનાં કામ હતાં. એને માટે જેટલું વધારે લખીએ તેટલું ઓછું. કોઇ પણ હિસાબે બ તેટલી સખ્તાઇ વાપરીને પણ એ પોતાની સત્તા જમાવ્યે જતું હતું.

એક પછી એક અનેક કાવતરાંઓ રચાયે જતાં હતાં અને તે એક યા બીજા માણસો મારફત પાર પડાતાં હતાં. કેટલાંય નિર્દોષ કુટુંબો એ લોકોના હાથે પાયમાલ થયે જતાં હતાં અને કેટલાંયના નામ નિશાન પણ રહ્યાં ન હતા. એ છતાં યે એ મંડળનું ખપ્પર હજી ભરાયું ન હતું. જેમ જેમ એમાં વધારે બલિ પડતા તેમ તેમ એની જ્વાળાઓ વધતી જતી હતી અને ક્ષુધાની તૃપ્તી માટે વધુ ને વધુ બલિની જરૂર જણાતી.

ટુકામાં એ આખાએ પ્રદેશ પર કાજળ કાળાં ભયનાં વાદ ઘણાં જ ગાઢાં છવાયાં હતાં, અને પ્રત્યેક પળે મુસળધાર વરસાદ ટી પડવાની ધાસ્તી હતી.

# વરસાદ

અને હવે ગરમીનું પ્રમાણ હદપારનું થઇ ગયું હતું. જેટલી ગરમી વધુ પડે તેટલો જ વરસાદ જોરમાં આવે એ જો કે સર્વસામાન્ય નિયમ નથી તો પણ વરમીસાને એ બરાબર લાગુ પડતો હતો.

મેઘજીની નિમણુક સર્વાધિકારીથી સ્હેજ ઉતરતા દરજ્જાના અધિકારી તરિકે થઇ હતી અને એને આગળ જતાં સર્વાધિકારીની જગ્યા મળે એવો દરેક સંભવ હતો. એ હવે મંડળનું એક અનિવાર્ય ઉપયોગી અંગ થઇ પડ્યો હતો. એના સિવાય મંડળની કોઇ સભા કે કોઇ કામ આગળ ચાલતુ નહિ. એની સલાહ અને સૂચનાની સૌ કોઇને અપેક્ષા રહેતી. એ જેમ જેમ મંડળમાં પ્રખ્યાતિ મેળવતો ગયો તેમ તેમ બહાર એને માટે ખરાબ પણ બોલાવા લાગ્યું. ડળની વિરૂદ્ધ જનસમાજ થઇ ગયો હતો અને એમનાથી થઇ

શકે તેટલુ ખરૂ ખોટુ લોકો બોલ્યે જતા હતા. મંડળને કાને એવી પણ વાત આવી હતી કે વર્તમાનની ઓફિસ તરફથી લોકોને એકત્ર કરવાનો અને તેમને પિસ્તોલો તથા દારૂગોળો વહેંચાવાનો પ્રયત્ન થતો હતો. પણ આવી અફવાઓથી શ્યામરાય અને એના સાગ્રીતો જરાપણ ગભરાતા ન હતા. એમની સંખ્યા પુરતી હતી. એમની પાસે પુરતાં હથીઆર અને સાધનો હતાં જ્યારે સામાપક્ષના માણસો બીન અનુભવી તથા છૂટાછવાયા હતા. સંઘબળની જોઇએ તેવી યોજના એમનામાં ન હતી. કેટલીયે વાર અત્યાર અગાઉ બન્યુ હતું તેમ એમના પ્રયત્નોનું પરિણામ થોડી ઘણી ખૂનો મરકી અને કેટલાકની ધરપકડમાં આવશે એવું શ્યામરાય, મેઘજી અને બીજા મંડળના નેતાઓનું કહેવું હતું.

એક વખત શનિવારે સાંજના મેઘજી બહાર જતો હતો–મંડળનું કામ ઘણું ખરૂં શનિવારની સભામાં જ થતું–ત્યારે શાંતિલાલ એને મળવા આવ્યો. એ ઘણો ભીરૂ માણસ હતો એ વાંચનારથી અજાણ્યુ નથી.

'મેઘજીભાઇ! હું આપની સાથે થોડી વાત કરવા માગુ છું.'

'ભલે.'

'આપણે પહેલાં એક વખત વાત થઇ હતી અને તે તમે અત્યાર સુધી ખાનગી રાખી છે અને શ્યામરાયભાઇએ જાતે પૂછ્યુ છતાં પણ તેમને જરાયે ભેદ આપ્યો નથી એ હું ભૂલી ગયો નથી.'

'જ્યારે તમે હારો વિશ્વાસ રાખ્યો અને વાત કરી ત્યારે મ્હારે તેમ કરવું જ જોઇએને. મ્હેં એ વાત કોઇને ન કરી એનું કારણ એ તો ન જ હતું કે તેમાં હું સંમત હતો.'

'તે હું સમજુ છું છતાં મ્હારી વાત કહીને હું સહાનુભુતિ મળવી શકું ને વિશ્વાસ રાખી શકું એવું આપના સિવાય બીજુ એકે સ્થાન નથી. મ્હારે કેટલીક ખાનગી હકીકત કહેવાની છે. એ એક છૂપો ભેદ છે અને મ્હારૂ હૃદય વલોવી નાખે છે. હું

ઇચ્છું કે એ ભેદ મ્હારા સિવાય બીજા કોઇને જડયો હોત. જો હું એ કહું છું તો એનો અંત ખુનામરકીમાં આવશે એ વાત નિઃસંશય છે. અને જો એ હું નથી કહેતો તો એનું પરિણામ મંડળના વિનાશમાં આવે એમ છે. એ ભેદ જાણીને મ્હારા તો હાંજા જ ગગડી ગયા છે. મ્હને લાગ્યુ કે એ વાત હું આપને સહીસલામતીથી કરી શકીશ અને એનો ભેદ આપ જાળવી શકશો તેમજ ઠીક લાગે એવો નિકાલ કરી શકશો.'

મેઘજીએ એના તરફ આતુરતાથી જોયું. એ બિચારો થરથર ધ્રુજતો હતો. એણે એને આશ્વાસન આપ્યુ અને જે કાંઇ કહેવું હોય તે ધીરજથી કહેવા જણાવ્યું.

થોડીવાર વિશ્રાંતિ લઇને શાન્તલાલે કહ્યું: 'એ ભેદ આપને એક વાકયમાં કહી શકાય એમ છે અને તે એ છે કે આપણી પાછળ એક ડીટેકટીવ રોકવામાં આવ્યો છે.'

મેઘજીએ નવાઇ પામીને એના તરફ જોયું

'અરે ભલા માણસ ! એમાં આટલા બધા તે શું ગભરાઇ જાવ છો !' તેણે કહ્યું. 'તમને નથી લાગતું કે આપણી ચારે તરફ પોલિસ, ખાસ પોલિસ અને છૂપી પોલિસ રાખવામાં આવી છે છતાં તેમાંના કોઇથીએ આપણો વાળ પણ વાંકો થઇ શકે એમ નથી.'

'નારે ના ! જેની હું વાત કરૂં છું તે જૂદી જાતનો માણસ છે. પોલિસને આપણે સારી રીતે ઓળખીએ છીએ અને તેનાથી કાંઇજ થઇ શકે એમ નથી એ વાત મ્હારી જાણ બહાર નથી પણ આતો બહારનોજ માણસ છે. આપે પેસ્તનજીનું નામ સાંભળ્યું છે?'

'એ નામ છાપામાં વાંચેલુ યાદ છે ખરૂં.'

'તો પછી આપને એ પણ ખબર હશે કે જે કામમાં એ અથવા એના માણસો હાથ નાખે છે તે પાર પાડયા સિવાય રહેતા નથી. એને સરકારની પુષ્કળ મદદ છે અને અત્યાર સુધીમાં કદીએ થયો નથી એવો જબરજસ્ત પ્રયત્ન સુડીવાળાઓ તરફથી કરવામાં આવ્યો

છે. પેસ્તનજીનો કોઇ મદદનીશ મંડળની વિગતોમાં ઉંડો ઉતરે તો આપણો વિનાશ કર્યા વગર રહે નહિ.'

'તો પછી આપણે એને સાફ કરી નાખવો જોઇએ!'

'અરે ભલા ભગવાન! આપને પણ સૌથી પહેલો એજ વિચાર આવ્યો, અને મંડળમાં પણ એજ વાત થવાની. મ્હેં આપને નહોતું કહ્યું કે એનું પરિણામ ખુનામરકીમાં આવશે?

'જરૂર, પણ એમાં થઇ શું ગયું? એવું તો સત્તરસેં ને સાત વાર થયું છે, થયે જાય છે અને થવાનું.'

'એ ભલે થાય પણ જેનું ખૂન કરવાનું હોય તેની સામે આંગળી કરી ઓળખાવવાનું મ્હારે માથે ન આવવું જોઇએ. એમ થાય તો મ્હારા જીવનમાં મ્હને વિશ્રાન્તિ નહિ મળે. અને એ છતાં આપણા બધાનાં ગળાં કાપવાની પાળી આવી લાગી છે, ત્યારે આપણે કરીશું શું?' એટલું કહેતાં હૃદયના દુઃખનો માર્યો એ ધ્રૂજી ઉઠયો.

એની સ્થિતિ ઘણી કફોડી થઇ હતી. સુડી વચ્ચે સોપારીના જેવી એની દશા હતી. પોતે જાણેલો ભેદ મંડળને કહે છે તો એનું પરિણામ એક માણસના ખૂનમાં આવે છે અને એ રીતે એની સામે આંગળી કરી પાપમાં પડવાનું એના બીરૂ હૃદયને ગમતું નથી. બીજી તરફ જો એ બધી હકીકત મંડળ આગળ રજુ કરતો નથી તો એનું પરિણામ મંડળના વિનાશમાં આવે એમ છે: અને મંડળનો વિનાશ એટલે એનો પોતાનો પણ સર્વ નાશ.

પણ એના શબ્દોએ મેઘજીના પર ખુબ અસર કરી. આવતા ભયનો પ્રતિકાર કરવો જોઇએ એમ એને લાગ્યા વિના ન રહ્યું. એણે શાંતિલાલને ખભે હાથ મૂકીને પૂછ્યું:

'જુઓ, આમ વિમાસ્યા કરે કૈં વળવાનું નથી. એનો કૈં ઉપાય કરીએ. તમે મ્હને બધી વિગતો જણાવો. એ કોણ છે? ક્યાં રહે છે? તમને એની શી રીતે ખબર પડી? તમને કોણે વાત કરી?'

'એટલા માટે તો હું આપની પાસે આવ્યો. આપના સિવાય બીજા કોઇને મ્હને વિશ્વાસ નથી. મ્હેં આપને જણાવ્યું હતું કે હું અહીંયાં આવ્યો તે પહેલાં મ્હારી કૅપ્ટાઉનમાં દુકાન હતી. તે વખતના કેટલાક મિત્રો હજી ઓળખાણ રાખી રહ્યા છે. એવો એક મિત્ર તાર ખાતામાં છે. એનો આ કાગળ મ્હને ગઇ કાલે મળ્યો. આ પત્રને મથાળેથી એ બાબતની હકીકત છે. લો, વાંચો.' એમ કહીને એણે એ કાગળ મેઘજીને આપ્યો.

મેઘજીએ એ વાંચવા માંડયો. તે નીચે મુજબ હતો.

'તમારા તરફ પેલી છુપી સમાજનું કામ કેમ ચાલે છે? એમના વિષે છાપાંમાં ખુબ વાંચીએ છીએ. આપણા બે વચ્ચે તદ્દન ખાનગી રીતે લખું તો એ વિષેના સમાચાર જાણવા હું ઇંતેજાર છું. પાંચ મોટી કૅારપોરેશન અને બે રેલરોડ કંપનીઓએ સરકાર સાથે મળીને ગમે તે ભોગે એનો અંત આણવાનો નિશ્ચય કર્યો છે. આ વખતે એ લોકો એને દાબી દેવા માગે છે. એમણે પેસ્તનજીને રોકયો છે અને એણે પોતાના ખાસ મદદનીશ ભગવાનદાસને એ કામ સોંપ્યું છે. એણે પોતાનું કામ શરૂ કરી દીધું છે અને હવે એ ત્રાસનો અંત આવશે એમ લાગે છે.'

'હવે નીચેના તા. ક. વાંચો.'

'તા. ક. અલબત, આ બધી વાત ઘણી જ ખાનગી છે અને તે મ્હને મ્હારા કામ દરમીઆન ખબર પડી છે માટે ઘણી જ ખાનગી રાખજો ને કોઇને કહેતા નહિ. છુપી ભાષાના લાંબા લાંબા તારમાંથી આટલું સમજાયું તે તમને લખ્યું છે.'

પોતાના હાથમાં કાગળ લઇને મેઘજી કયાં સુધી વિચાર કરતો બેઠો. એના વિચારોએ કૈં સ્થાયી સ્વરૂપ લીધું અને એણે પૂછયું:

'બીજું કોઇ આ વિષે જાણે છે?'

'મ્હેં કોઇને કહ્યું નથી.'

'પણ તમારા આ મિત્રના અહીં કોઇ સંબંધી છે કે જેને એ લખી શકે?'

'ભાગ્યે એ એક બે માણસને ઓળખતો હશે.'

'આપણા મંડળના ?'

'બનવા જોગ છે.'

'એ હું એટલા ખાતર પૂછું છું કે વખતે એણે પેલા માણસનું વર્ણન, દેખાવ વગેરે કંઈ લખ્યું હોય તો ખબર પડે અને આપણે એ ભગવાનદાસને પકડી શકીએ.'

'બનવાજોગ છે. પણ એ એને ઓળખતો નહિ હોય. એને જે ખબર મળી તે તાર મારફત મળી. છૂપી ખબરો સમજીને એ જાણી શકયો. એણે ભગવાનદાસને ક્યાંથી જોયો હોય ?'

મેઘજી એકાએક ઉભો થઇ ગયો.

'અરે ત્તારીની !' એ બોલ્યો. 'મળી આવ્યો. કેવું નવાઇ જેવું કે હું તે વખતે ન સ્હમજી શકયો ! ચાલો આપણે નસીબદાર તો ખરા. એ કૈં નુકશાન પહોંચાડે તે પહેલાં આપણે એને સીધો કરીશું. જુઓ, શાંતિલાલ, આ કાગળ તમે મ્હને સોંપી દેશે.

'જો આપ મ્હારો બોજો ઓછો કરવા માગતા હો તો—'

'જરૂર, તમે તમારે શાંત બેસી રહેજો. હું બધુ ય સંભાળી લઇશ. તમારૂં નામ પણ નહિ આવે. જાણે એ કાગળ મ્હને મ્હારા મિત્રે લખ્યો છે એ રીતે હું વાત કરીશ ને મ્હારે માથે ઉપાડી લઇશ. પછી તો તમને સંતોષ છે ને ?'

'એથી વધુ સંતોષ મ્હને કદી થાત જ નહિ.'

'તો પછી તમે ફીકર કરતા નહિ. આપણે હવે છૂટા પડીએ. હું મંડળમાં જઉં છું અને તમે પણ ત્યાં આવી પહોંચો. પેસ્તનજીને પણ ખબર પાડીશું કે અહીંના મંડળ સામે કામ લેવું કેટલી વીશાએ સો થાય એવું છે તે !'

'પણ એને મારી તો નહિ નાખોને ?'

'એ પંચાતમાં તમે પડતા જ નહિ. તમે જેટલું ઓછું જાણે તેટલો તમને જ વધુ ફાયદો છે. એ તે કૈં પૂછતા ના; નહિતર તમને ઉંઘ નહિ આવે. જે કરવા જેવું હશે તે હું કરી લઇશ.'

શાંતિલાલે દિલગીરીથી જતાં જતાં ડોકું હલાવ્યું. એને આ ગમતું ન હતું પણ કડવો ઘુંટડો ગળ્યા વિના ચાલે એમ ન હતું.

'અરેરે ! એ બિચારો મરી જશે !' જતાં જતાં એ બબડયો.

'સ્વાત્મરક્ષણ માટે એમ કરવામાં યે પાપ નથી.' મેઘજી હસીને બોલ્યો. 'એ શું કરે છે ? એનું ચાલે તો આપણને બધાંયને એ ફાંસીયે લટકાવે ! અને તમે આટલા ભીરૂ થશો તે કેમ ચાલશે. વખતે હવે તમારે સર્વાધિકારી થવાનો પ્રસંગ પણ આવશે. આ ઉપકાર કૈં ઓછો છે ? એની યે કદર થવી જોઇએને !'

કૈં જવાબ આપ્યા વિના શાંતિલાલ ગયો.

મેઘજીનો ચહેરો કહી આપતો હતો કે એના હૃદયમાં શાંતિલાલની વાત સાંભળી ચિંતાએ વાસ કર્યો હતો. એનું કારણ એનું ગુન્હેગાર હૃદય હોય એ બનવા જોગ હતું. જ્યારે ત્યારે સત્યનો જય થાય છે અને સત્ય એના અને એના મંડળના પક્ષમાં કેટલું હતું તે એના ખ્યાલ બહાર ન હતું. એણે પેસ્તનજીનું નામ અને કામ સાંભળ્યાં હતાં અને તેને લઇને પણ એ ચિંતા થતી હોય એ પણ સ્વાભાવિક હતું.

એણે પોતાની તૈયારી કરવા માંડી. આખા ખંડમાંથી ખોળીખોળીને એણે કેટલાય કાગળો કાઢયા અને તેમનો નાશ કર્યો. એને ગુન્હેગાર ઠરાવે એવી એકકે ચીજ કે કાગળની કાપલી એણે રાખી નહિ.

એટલું કરીને એ મંડળના મકાન તરફ જવા નીકળ્યો. રસ્તામાં એને જયશંકરને ત્યાં જવાનો વિચાર થયો. એ ત્યાં ભાગ્યેજ જતો; છતાં મણિને મળવા માટે અમુક વ્યવસ્થા રાખી હતી તે મુજબ ખબર આપ્યે એ બહાર આવતી અને એને મળતી. એ રીતે એણે મણિને બોલાવી. તેણે મેઘજીના ચહેરા સામે જોયું અને એમાં થયેલો ફેરફાર પારખી ગઇ. એને લાગ્યું કે કૈં નવાજૂની થઇ હોવી જોઇએ નહિતર આવો ફેરફાર ન હોય.

'શું થયું છે ? મેઘજી ! તમે આટલા ફીક્કા કેમ જણાવ છો ?'

'એવું કૈં નથી મણિ! છતાં કૈં પણ ખરાબ બનાવ બને તે પહેલાં આપણે તૈયારી કરી લઇએ તો સારૂં.'

'શી તૈયારી?'

'મ્હેં તને વચન આપ્યું હતું તે યાદ છેને કે આપણે અહીંથી ચાલ્યા જઇશું? મ્હને આજે ખબર મળે છે–અલબત, સારી તો નહિ જ–કે ભયનો પ્રસંગ આવે છે–'

'પોલિસ?'

'એથી કૈંક વધુ. તેં પેસ્તનજીનું નામ સાંભળ્યુ છે?

'નાજી. અરે હા! છાપાંમાં એ નામ વાંચ્યુ છે ખરૂં.'

'પેસ્તનજી એક બાહોશ ડિટેકટીવ છે અને એ રીતે અજબ નામના મેળવી છે. એણે આ તરફનું કામ હાથ ધર્યું છે પણ એ બધું તારે જાણવા જેવું નથી મણિ! એ બધામાં હું ખૂબ સંડોવાયો છું અને મ્હારે જલદી ભાગવું પડશે, તેં કહ્યું હતું કે તમે બેઉ–બાપ દીકરી મ્હારી સાથે આવશો.'

'જરૂર. તમે જ્યારે કહો ત્યારે. બાપુએ પણ મ્હને હા પાડી છે.'

'એ વાત ખરી પણ મણિ! એક બાબત સ્પષ્ટ જણાવી દઉં. તને મ્હારો વિશ્વાસ તો છેની?'

'પુષ્કળ.'

'તો પછી સાંભળ અને હું કહું તેમ કર. તારી તૈયારી છે?'

'તમે જાવ કે અમે આવશું.'

'એમ નહિ. મ્હારી જોડેજ આવવાનું છે. જો એક વખત હું અહીંથી છટકયો તો મ્હારાથી આ તરફ ફરીથી અવાશે નહિ. અને બહાર ગયા પછી અહીંની જરા યે ખબર અંતર મેળવવાનું બનશે નહિ માટે જે થાય તે મ્હારે જાતેજ કરવાનું રહ્યું. તમારે મ્હારી જોડે જ આવવું જોઇએ.'

'ભલે. એ બાબતની ખાત્રી રાખજો.'

'તો પછી મ્હારા તરફથી ખબર મળે–ખરે બપોરે કે અંધારી

રાત્રે, ગમે ત્યારે—કે તરતજ તમારે સ્ટેશન પાસેની ડીપો આગળ આવવું અને મ્હારી રાહ જોવી.'

'ભલે, ગમે ત્યારે એ બાબતની તૈયારી રહેશે.'

મણિએ એ વાતનો પોતાના પિતાને ખુલાસો કર્યો હતો અને જયશંકરની નજર પણ મેઘજી ઉપર ઠરી હતી એટલે આ રીતે માથે લેવામાં મણિએ જોખમ વહોર્યું ન હતું. આટલી તૈયારી છતાં કાંઇ કારણવશાત જયશંકર ન આવી શકે તો એ પોતે મેઘજી કહે ત્યાં જવા તૈયાર હતી. મેઘજી પર એ મરી ફીટતી હતી.

પોતાની તૈયારી બરાબર થવાથી કંઇક સંતોષ સાથે મેઘજી મંડળના મકાન તરફ ગયો. કેટલાય સભ્યો આવ્યા હતા અને મંડળનુ કામ ચાલતું હતું. સર્વાધિકારી પાસે કૈં ચર્ચા ચાલતી હતી અને તેમાં દસ બાર જણા ભાગ લેતા હતા. એ પોતે ત્યાં જઇને બેઠો.

'ઠીક થયું કે તું આવી પહોંચ્યો મેઘજી!' સર્વાધિકારીએ એને આવકાર આપતાં કહ્યું. 'આ કામમાં તારી સલાહની જરૂર છે.'

'આ દેવજી ને માધવજી વચ્ચે વાંધો પડયો છે.' એક જણે સમજાવવા માંડયું. 'પેલા જયંતિલાલના માથાનું ઇનામ એ બેઉ જણા માંગે છે. એ કોની ગોળીથી ઠાર થયો એ નક્કી નથી.'

કોઇ પણ માણસનું ખૂન કરાવ્યા પછી ખૂનીને તેની મહેનતના પ્રમાણમાં 'માથાનું ઇનામ' આપવાનો મંડળનો ધારો હતો.

મેઘજી ઉભો થયો અને પેતાનો હાથ ઉંચો કર્યો. એ જોઇને સૌનું એના તરફ ધ્યાન ખેંચાયું. સૌ એ શું કહે છે તે સાંભળવા આતુર થયા.

'મુરબ્બી! મ્હારૂં કામ જરૂરી છે.' એણે ઉંચે અવાજે કહ્યું.

'મેઘજી જરૂરી કામ રજુ કરે છે એટલે મંડળના રિવાજ મુજબ આ કામ બાજુએ રહે છે.' સર્વાધિકારીએ ચુકાદો આપ્યો. 'શું કામ રજુ કરો છો? મેઘજી!'

મેઘજીએ પોતાના ખીસ્સામાંથી પેલો કાગળ કાઢયો.

'મુરબ્બી પ્રમુખ સાહેબ, અને ભાઇઓ! મ્હારે આજે મંડળને ખરાબ સમાચાર આપવાના છે. એવો પ્રસંગ આપણા પર એકાએક આવે અને હેરાન થઇએ તે પહેલાં એના પ્રતિકારનાં પગલાં શી રીતે ભરવાં એ નક્કી કરીએ તો સારૂં. મ્હને ખબર મળી છે કે ચાર પાંચ સાધનસંપન્ન અને શક્તિશાળી કંપનીઓ તથા સરકારે સાથે મળીને આપણા નાશ માટે ગોઠવણ કરી છે અને પેસ્તનજીને એ કામ સોપ્યું છે. એનો જમણો હાથ ભગવાનદાસ અહીં આવી ગયો છે અને આપણી સામે કામ કરી રહ્યો છે તથા આપણા સર્વ નાશની તૈયારી કરે છે. એનું ચાલે તો આપણને બધાને ફાંસીને દોરડે લટકાવે એ દેખીતું છે. આ કામની ચર્ચા જરૂરી છે અને એને માટે મંડળનું કામ મ્હેં બંધ રખાવ્યું છે.'

એ સાંભળીને આખા યે હોલમાં શાંતિ પથરાઇ ગઇ. સર્વાધિકારીએ એનો ભંગ કર્યો.

'એ માટે કૈં પ્રમાણ છે?' એણે પૂછયું.

'આ કાગળ.' એમ કહીને એમાંથી એણે ઉપયોગી ભાગ વાંચી બતાવ્યો. 'એ વિષે વધુ હકીકત હું રજુ નથી કરતો પણ આશા રાખું છું કે મંડળના હિત વિરૂદ્ધ મ્હારૂં વર્તન નહિ હોય એમ સૌની ખાત્રી હશે જ. જે રીતે એ વાત મારી પાસે આવી તેજ રીતે હું આપની આગળ રજુ કરૂં છું.'

'મ્હેં ભગવાનદાસનું નામ સાંભળ્યું છે.' એક મોભાદાર સભ્યે કહ્યું. 'અને એ પેસ્તનજીનો જમણો હાથ છે એ વાત ખરી છે.'

'એને કોઇ દીઠે ઓળખે છે ખરૂં?' સર્વાધિકારીએ સવાલ કર્યો.

'હાજી.' મેઘજી બોલ્યો 'હું ઓળખું છું.'

એ સાંભળીને સૌના આશ્ચર્યની અવધિ આવી.

'એ આપણા પંજામાં છે.' એણે ઉમેર્યું. 'જો આપણે ચાલાકીથી ત્વરિત પગલાં ભરીએ તો એનો નિવેડો તર્ત જ આવે. આપનો

સમભાવ અને સહકાર હોય તો એ કૈં અઘરૂં નથી.'

'આપણને બ્હીવા જેવું છે શું ? એને આપણા કામની ગંધે ય નહિ હોય !'

'બધા ય તમારા જેવા મજબૂત મનના હોય તો ગંધ ન આવે એ બનવા જોગ છે પણ મજબૂતમાં મજબૂત સાંકળનું માપ એની નબળામાં નબળી કડીથી નીકળે છે તેમ આપણી મજબૂતાઇનું માપ કોઇ પણ નબળા સભ્ય ઉપરથી માપવું જોઇએ, અને આપણે ત્યાં એવો કોઇ નબળો માણસ નથી કે જે વખત આવ્યે વેચાઇ જાય ? એ રીતે એને આપણો ભેદ મળે પણ ખરો-વખતે મળ્યો પણ હશે. છતાં એનો એક ઉપાય છે—'

'એજ કે અહીંથી કોઇ પણ રીતે એ બહાર જવા ન પામે.' ત્રિકમજીએ ટાપશી પુરી.

મેઘજીએ ડોકું નમાવી અનુમતિ આપી.

'બરાબર કહ્યું ત્રિકમજી ! આપણા વચ્ચે મતભેદ ચાલ્યા કરે છે તો પણ આજે તમે બરાબર કહ્યું.'

'તો પછી એ છે કયાં ? એને ઓળખવો શી રીતે ?'

'એ માટે મુરબ્બી ! આપણે એક કમીટી નીમીએ તો—' એણે સર્વાધિકારીને કહ્યું. 'આ સવાલ મંડળમાં આ રીતે ચર્ચવા કરતાં એક સમિતિને સોંપીને તેની પાસે છણાય તો ઠીક. અલબત, હું કોઇ પ્રત્યે શંકાથી જોઉં છું એવો એનો અર્થ નથી પણ એ રહસ્ય જેટલા ઓછા માણસ જાણે તેટલું વધારે સારૂં. જાણ્યે અજાણ્યે કોઇના મ્હોંમાંથી એકાદ બે શબ્દ બહાર પડે તો યે કામ કથળી જાય. અને એ સમિતિમાં, સર્વાધિકારી સાહેબ, ત્રિકમજી, હું અને પાંચેક બીજા—'

એની સૂચના વધાવી લેવામાં આવી અને એના કહ્યા મુજબ સમિતિ નીમાઇ. બીજા પાંચેક જણમાં કરસન, વનેચંદ, પ્રેમજી અને બીજા બે જણા હતા.

મંડળીનું કામ બંધ પડ્યું અને બાર્યા કરતાં સભ્યોને વહેલા જવાની તક મળી. એકાએક આવનારી આફતની વાત સાંભળી એમને લાગે એ જ સ્વાભાવિક હતું પણ એ રીઢા થઇ ગયેલા હરામખોરોને કાળજે એનાથી કાણું પડે એવું હતું નહિ.

થોડી વારે સમિતિનું કામ શરૂ થયું.

'મેઘજી ! તું શી સૂચના કરે છે ?' સર્વાધિકારીએ શરૂઆત કરી.

'હું ભગવાનદાસને ઓળખું છું' મેઘજી બોલ્યો. 'એ તો મ્હેં હમણાં જ કહ્યું. એ અહીં એ નામથી રહેતો નથી તે કહેવાની ભાગ્યે જ જરૂર હોય. એ નીડર અને સાહસિક માણસ છે અને અહીં છગનલાલને નામે ઓળખાય છે તેમ જ કાળા પુલ આગળ રહે છે.'

'એ તને શી રીતે ખબર પડી ?'

'એની સાથે થયેલી વાત પરથી. વાત કરતી વખતે મ્હને કંઇજ ખબર ન હતી અને એના વિષે શંકા પણ નહિ આવેલી. એતો જ્યારે આ કાગળ આવ્યો ત્યારે મ્હને લાગ્યું કે એ છગનલાલ તે જ ભગવાનદાસ હોવો જોઇએ, અને હવે મ્હારી એ બાબત ખાત્રી થઇ છે. આ બુધવારે અમારો ગાડીમાં મેળાપ થયો. એણે કહ્યું કે એ છાપાનો રિપોર્ટર છે. મ્હેં એ માન્યું પણ ખરૂં. એને 'ધી આફ્રિકન પ્રેસ' તરફથી છૂપી સમાજના ત્રાસને લગતી વિગતોની જરૂર હતી એમ મ્હને કહ્યું. પોતાના છાપાને ઉપયોગી થાય એવી હકીકત માટે એણે મ્હને પૂછવા માંડ્યું મ્હેં એને જરૂર જેવું કંઇજ નથી જણાવ્યું એની ખાત્રી રાખજો. એ બોલ્યો: 'મ્હારે મફત નથી જોઇતું. હું એને માટે સારી જેવી રકમ આપીશ. અમારા તંત્રીને પસંદ પડે એવી વિગતો માટે ગમે તે ખર્ચવા હું તૈઆર છું.' મ્હેં એને ખુશ કરવા જેમ ફાવ્યું તેમ ફેંકયે રાખ્યું. અને એના એણે મ્હને ત્રણ પાઉંડ આપ્યા. 'મ્હને જોઇતી ખબર આપશો તો એથી દસગણું આપવાને હરકત નથી.' એમ પણ એ બોલ્યો.'

'પછી તેં શો જવાબ આપ્યો ?'

' જે કૈં ભેજામાં આવ્યો તે. '

'અને શાથી તને એમ લાગ્યું કે એ છાપાનો રિપોર્ટર નથી ?'

'તે પણ કહું. એ કાળા પૂલ આગળ ઉતરી પડયો. મ્હારે પણ ત્યાં જવાનું હતું. પછી થોડી વારે મ્હારે તાર ઑફિસમાં જવું પડયું. એ તે વખતે તાર કરીને જતો હતો.

' જોયું ને આ !' એના ગયા પછી કલાર્કે મ્હને કહ્યું. 'આ લોકોને તો ડબલ ચાર્જ કરવો જોઇએ.' 'બરાબર છે' મ્હેં જવાબ આપ્યો. એણે ચાર પાંચ ફૉર્મ એવી રીતે ભર્યાં હતાં કે આપણને કૈં જ સમજાય નહિ. 'એ દરરોજ આટલાં ફારમ બગાડે છે !' 'બનવા જોગ છે' હું બોલ્યો. 'એ પોતાના પ્રેસને એ રીતે ખાસ સમાચાર મોકલે છે અને બીજા કોઇ વચ્ચેથી જ એનો લાભ ન ઉઠાવે માટે કાળજી રાખતો હશે !' એ વાત એને પણ વ્યાજબી લાગી અને તે વખતે મ્હારી પણ એવી માન્યતા હતી. પણ હવે એ માન્યતા રહી નથી.'

'તારી વાત બરાબર લાગે છે !' સર્વાધિકારીએ કહ્યું. 'પણ હવે એની બાબતમાં તું શું કરવાની સલાહ આપે છે ?'

'એને સીધે સીધા જઇને શા માટે ઠેકાણે ન પાડવો ?' એક જણે સૂચના કરી.

'અને એવા કામમાં ઢીલ શી ?'

'એ કયાં રહે છે એની ખબર હોત તો હમણાં જ જાત.' મેઘજીએ જવાબ આપ્યો. 'એ કાળા પૂલ આગળ રહે છે પણ કયા મકાનમાં તે ખબર નથી. મ્હારૂં માનો તો મ્હારી પાસે એક યોજના છે તે મુજબ કામ લઇએ તો ઠીક.'

'શી યોજના છે ?'

'હું કાલે સવારે કાળા પૂલ જાઉં. એને પેલા કલાર્કની મારફત શોધી કાઢું. એ એનો પત્તો આપી શકશે. પછી એને કહું કે હું

પોતે જ બંધુમંડળ અથવા છૂપી સમાજનો સભ્ય છું અને એની સાથે અમુક કિંમતે સમાજની ગુપ્ત હકીકત અને ભેદ આપવાનું સાટું કરૂં. અને એ વાત આવી કે એ સકંજામાં આવવાનો જ. પછી એને કહું કે એ બધા ભેદને લગતા કાગળો મ્હારે ઘેર છે અને ધોળે દહાડે એને ઘેર લઇ જવો કે એ બાબતની વાત કરવી એ બનવા જોગ નથી અને એ એને ખરૂં પણ લાગશે. પછી રાતના દસ વાગે મળવાનું નક્કી કરવું અને એને મ્હારે ઘેર બોલાવવો. એ આવ્યા સિવાય નહિ રહે.'

'પછી ?'

'પછી શું કરવું તે તમે નક્કી કરો. હું રહું છું તે મકાન એકલવાયું છે. દેવકુંવર ડોશી જરા બહેરી છે અને ધનજી બહારનો માણસ નથી. જો બધું બરાબર પાર પડે અને એની પાસેથી મ્હારે ઘેર આવવાનું વચન મળે તો આપણે આઠ જણ એનો નિકાલ કરવા પુરતા છીએ. હું તમને ખબર આપું એટલે તમે બધા નવ વાગ્યે આવી પહોંચજો. આપણે એને ઘરમાં આવવા દઇશું અને જો એ જીવતો પાછો ફર્યો તો એના નસીબની બલીહારી વિષે આખી જીંદગી સુધી વાત કરી શકશે નહિ તો—'

'પેસ્તનજીનો જમણો હાથ ભાંગી જવાનો બીજુ શું ? હરકત નહિ મેકજી !' શ્યામરાય સર્વાધિકારીએ જણાવ્યું. 'તું કહે છે તેમ કરવાને તને છૂટ છે. એને એકવાર આપણી આગળ લઇ આવ અને પછીથી જે કરવું ઘટશે તે કરી લઇશું.'

*

# ઉઘાડ

મેઘજીને કહ્યું હતું તે મુજબ એનું મકાન એકલવાયું હતું અને એણે જે યોજના રજુ કરી હતી તેને માટે એ ઘણું અનુકૂળ હતું. એ શહેરની એક બાજુએ આવ્યું હતું અને જાહેર રસ્તાથી દૂર હતું. બીજો કોઇ પ્રસંગ હોત તો આ લોકોએ એમના શિકારને બોલાવ્યો હોત અને એક સામટી એના પર ગોળીઓની ઝડી વરસાવી હોત પણ આ વખતે એવો પ્રસંગ ન હતો. આ વખતે એણે શી માહિતી મેળવી હતી, કઇ રીતે મેળવી હતી. કોણે એને ખબર આપી હતી. અને કયાં કયાં સાધન એણે કામે લગાડયાં હતાં એ બધું એને મોઢે જ કઢાવવાની અને જાણી લેવાની જરૂર હતી એ ઉપરાંત એમાંની કેટલી એણે પેસ્તનજીને પહોંચતી કરી હતી તે પણ જાણવું અગત્યનું હતું. વખતે એણે બધી વાત પેસ્ત-

નજીને લખી મોકલી હોય અને એઓ મોડા જાગ્યા હોય એ પણ બનવા જોગ હતું. એમ બન્યું હોય તો તેઓ એ રીતે ખબર આપનારને સાફ કરીને પોતાનું વેર વાળવાનો સંતોષ લઇ શકે એમ હતું, એમને આશા હતી કે હજી સુધી એને કંઇ ખબર મળી નહિ હોય અને એને લીધે જ મેઘજીએ એને આપેલી નજીવી બાતમીને એણે મોટું રૂપ આપ્યું હતું. એને જો કૈં ઉપયોગી વાત મળી હોય તો એણે મેઘજીની વાતને એટલું મહત્વ ન આપ્યું હોત. એ એક વખત એમના સકંજામાં સપડાયો એટલે એની સંપૂર્ણ હકીકત કહ્યા સિવાય એનો છૂટકો જ ન હતો. વખત આવ્યે મોઢું બંધ કરીને બેસનાર સાક્ષીને કેમ સીધો કરવો અને એનું મોઢું કેમ ઉઘાડવું તે એ લોકોને સારી રીતે આવડતું હતું.

નક્કી કર્યા મુજબ મેઘજી કાળા પૂલે જઇ આવ્યો. તે દિવસે પોલીસ એના પર દેખરેખ રાખતી હોય એમ લાગ્યું. કૅપ્ટન કેશવે તો એને કૈં કહ્યું પણ ખરું છતાં એ સાંભળવાની યે એણે દરકાર ન કરી બપોરના એ પોતાનું કામ પતાવીને સર્વાધિકારીને મળ્યો.

'એ આવવાનો છે.' એણે કહ્યું.

'ઠીક,' શ્યામરાયે જવાબ આપ્યો. 'તું ધારે છે કે એ કૈં જાણે છે ?'

મેઘજીએ ડોકું હલાવ્યું.

'એ થોડા વખતથી અહીંયાં આવ્યો છે. દોઢેક મહિનો થયો હશે. એ અહીં મજૂરી કરવાની દાનતથી આવ્યો નથી, જો એણે આટલો વખત ખંતથી તપાસ કરી હોય અને એને સરકારની અને કંપનીઓની મદદ હોય તો અત્યાર સુધી પોતાની તપાસ ખતમ કરીને એનું પરિણામ એ લોકોને એણે જણાવી દીધું હોવું જોઇએ.'

'પણ મંડળમાં એક્કે નબળો માણસ નથી.' શ્યામરાયે મક્કમપણે જણાવ્યું. 'જે છે તે બધાય સંગીન છે. અને એ છતાં ય નબળો જોઇએ તો પેલો શાંતિલાલ છે. એને માટે તું શું ધારે છે? જો

કોઇ કહે એવું હોય તો એ છે. મ્હારી એના પર નજર છે એ તારાથી અજાણ્યું નથી. મ્હારો વિચાર બે જણને એની પાસે મોકલવાનો છે અને એને જરા ગરમ કરીને એની પાસેથી કૈં જાણી શકાય એવું હોય તો જાણી લેવાનો છે.'

'એમ કરવામાં કં હરકત નથી.' મેઘજીએ અનુમતિ આપી. 'અલબત, એને માટે મ્હને કૈંક લાગણી છે અને એને એ રીતે હેરાન કરવાની વાત જાણીને હું દિલગીર છું છતાં ય એમ કરવાની આપની ઇચ્છા હોય તો એ કરી જુઓ. એક કે બે વખત એણે મંડળ સંબંધે મ્હારી સાથે વાત કરી છે અને મ્હને લાગે છે કે મંડળ માટે એને લાગણી છે અને એ બેવફા ભાગ્યે જ નિવડે છતાં તમારે એને તાવી જોવો હોય તો હરકત નથી.'

'એમ કરી જોવું જ પડશે. એના પર આ આખું વરસ થયાં મ્હારી બરાબર નજર છે.'

'તે તમને ઠીક લાગે તેમ કરો.' મેઘજીએ કહ્યું. 'પણ જે કરવું હોય તે કાલે કરજો. આજે નહિ. જ્યાં સુધી ભગવાનદાસને સીધો નથી કર્યો ત્યાં સુધી આપણે કંજ કરવાનું નથી એ કરતા પહેલાં નકામું પોલિસનુ લફરૂં ઉભું કરવાની જરૂર નથી.'

'ખરી વાત છે.' શ્યામરાયે જણાવ્યું. 'એ દરમિયાન આપણે ભગવાનદાસ પાસેથી જ જાણીશું કે એને કોણે ખબર આપી. એને કૈં વહેમ તો નથી ગયોને?'

મેઘજી હસ્યો.

'અરે! રામરામ ભજોને! મ્હેં એને બરાબર કબજામાં લીધો છે. એને છૂપી સમાજની પુરી ખબર મળે તો એ જ્યાં કહો ત્યાં જવા તૈયાર છે. એ એની નબળી બાજુ છે અને મ્હેં ત્યાં પ્રહાર કરીને એને ભોળવ્યો છે. એના આટલા પૈસા તો મળ્યા છે.' એમ કહીને મેઘજીએ નોટોનો એક ચોડો બતાવ્યો. 'અને એટલા બીજા કે તેથી વધારે મ્હારા કાગળો જોયા પછી એ આપશે'

'શાના કાગળો ?'

'ખરી રીતે તો કાગળો છે જ નહિ, પણ મ્હેં એને કહ્યું છે કે મંડળના ધારાધોરણ તથા સભાસદ થવાને લગતા કાગળો છે. એનો વિચાર એ બધું જાતે જોવાનો અને સંપૂર્ણ માહિતી મેળવવાનો છે.'

'બરાબર, પણ એમ ન પૂછ્યું કે તું એ કાગળો એની પાસે લઇ કેમ ન ગયો ?'

'એટલે પછી મ્હારા બાર જ વાગે. મ્હારા જેવો છપાઇ ગયેલો માણસ પોલીસ પાછળ પડ્યા છતાં અને ખાસ કરીને કેપ્ટન કેશવે બોલાવ્યો ત્યારે 'નો કોઠો' કરવા છતાં એવા કાગળ લઇને ફરે એ માની જ કેમ શકાય !'

'કેપ્ટને બોલાવ્યો એ મ્હેં સાંભળ્યું છે!' શ્યામરાયે કહ્યું. 'હું ધારું છું કે તારાપર એને શક છે અને જો આને ઠેકાણે પાડીશું તો તું કાળાપુલ શા કામે ગયો હતો તેનો ખુલાસો તારે તૈયાર રાખવો પડશે.'

'આપણે બરાબર કામ કરીશું તો એને બધું પૂરવાર કરતાં નવનેજા થશે.' મેઘજીએ ખભા હલાવતાં કહ્યુ. 'અંધારૂં થયા પછી એને મ્હારા ઘરમાં આવતાં કોણ જોવાનું છે? અને હવે એ બાબતની યે કાળજી રાખીશ. હવે આપણે કેમ વર્તવું તે નક્કી કરીએ. હું મ્હારી યોજના કહી જઉં અને તે મુજબ બીજાઓની પાસે કામ લેવું ને વર્તવાનો હુકમ આપવો આપને માથે છે. એક તો બધા વખતસર આવી જશે એ તો જાણે સમજ્યા. એ દસ વાગ્યે આવે છે. એ બારણા ઉપર ત્રણ ટકોરા મારશે એટલે મ્હારે ઉઘાડવાનું છે. એ અંદર આવે એટલે હું બારણું વાસી દઇશ. પછી એ આપણા પંજામાં આવશે જ.'

'એ તો સીધુ ને સટ છે!'

'હાસ્તો, પણ તે પછીનું પગલું વિચાર કરીને ભરવા જેવું છે. એ માણસ ઘણો ચાલાક છે અને હમેશાં હથીઆર તૈયાર રાખે છે.

એને બરાબર ભોળવ્યો છે તો પણ એ ચેતતો રહે અને ધ્યાન રાખીને ફરે એ બનવા જોગ છે. હવે જ્યાં એણે મ્હને એકાંતમાં મળવાનો વિચાર રાખ્યો હોય ત્યાં હું એને એકાએક સાત માણસો બેઠા હોય એવા ખંડમાં લઇ જાઉં તો એના પર શી છાપ પડે? એનું પરિણામ અચાનક ગોળી બ્હારમાં આવે ને આપણા પક્ષનું કોઇ ને કોઇ વખતે ઘાયલ થયા વિના ન રહે.'

'બનવા જોગ છે.'

'અને એ અવાજ સાંભળીને ગમે તેનું પણ શાંત રાત્રે ધ્યાન ખેંચાયા વિના ન રહે!'

'તારી વાત ખરી છે!'

'તો પછી આપણે આમ વર્તવાનું છે. તમારે બધાએ મોટા ખંડમાં–જ્યાં આપણે મળ્યા હતા ત્યાં–બેસવાનું છે. હું એને જોડેના ખંડમાં લઇ જઇશ અને ત્યાં બેસાડીને કાગળ લેવાને બ્હાને તમારી પાસે આવીશ. એ રીતે શી સ્થિતિ છે અને કેમ વર્તી શકાય એમ છે એ કહેવાનો મ્હને લાગ મળશે. પછી આડાઅવળા બનાવટી કાગળો લઇને હું એની પાસે જઇશ. એ જેવો તે વાંચવા માંડશે તેવો જ હું કુદીને એની ગરદન જકડીને પિસ્તોલવાળો હાથ પકડી લઇશ. તમને અણસાર સમજાશે અથવા હું બોલાવીશ એટલે દોડી આવજો: અને એમાં બને તેટલી ચપળતા રાખજો કારણ કે એ પણ મ્હારા જેટલો જ મજબૂત છે એટલે મ્હારી પણ કસોટી થાય એવું છે. તમે આવશો ત્યાં સુધી તો એને પકડી રાખીશ.'

'એ રસ્તો બરાબર છે.' શ્યામરાયે સંતોષથી કહ્યું. 'અને એને માટે મંડળ તારૂં ઘણું જ આભારી થશે. મ્હને લાગે છે કે જ્યારે હું પ્રમુખ તરીકે રાજીનામું આપીશ ત્યારે તારૂં નામ લાયક પ્રમુખ તરિકે સૂચવી શકીશ. મ્હારી પાછળ એ સ્થાન તું શોભાવીશ ખરો!'

'પણ હજી તો હું શીખાઉ છું.' મેઘજીએ વિવેક કર્યો. છતાં એનો ચહેરો કહી આપતો હતો કે એ શાબાશીથી એને સંતોષ થયો હતો.

એ ઘેર આવ્યો અને એણે પોતાની તૈયારી કરવા માંડી; કારણ કે સાંજ પડવા આવી હતી. સૌથી પહેલાં તો એણે પોતાની માનીતી રિવૉલ્વર સાફ કરી, એને બરાબર તેલ બેલ મૂકયું અને પુરતા કારતુસ ભરી લીધા પછી એણે જે ખંડમાં પેલાને જકડવાનો હતો તે ખંડ તપાસી લીધો. સાધારણ રીતે મધ્યમ ખંડ હતો અને એની વચ્ચે એક લાંબુ ટેબલ હતું. એની બે બાજુએ બારીઓ હતી, અને એમના પર પડદા નાખી દીધા હતા. મેઘજીએ એ બધું ધ્યાન પૂર્વક તપાસી જોયું. એને એમ લાગ્યું હોવું જોઇએ કે જે જાતનું ભેદી કામ એ ખંડમાં કરવાનું છે એને લાયકનો એ ઓરડો નથી. એ જરા વધુ પડતો ખુલ્લો ગણાય તો પણ રસ્તાથી એ દૂર હતો એટલે બહુ વાંધા જેવું ન હતું. છેવટે એણે બધી પરિસ્થિતિ વિષે પોતાના સાથીદાર સાથે વાત કરી જોઇ. ધનજી જો કે જૂનો સભાસદ હતો તો પણ એ જરા પોચા મનનો હતો એ આપણે જોઇ ગયા છીએ. એ આ વાત સાંભળીને ઠંડો જ થઇ ગયો. એનું લોહી ઠરી ગયું. એ જોઇને મેઘજીએ એને કહ્યું:

'તમારે ઠેકાણે હું હોઉં તો આ સંજોગોમાં આજની રાત બીજે સૂઇ રહેવાની ગોઠવણ કરી લઉં. આજે અહીં લોહીની છોળો ઉડવાની છે! અને એમાં તમારા જેવા કાચાપોચાનું કામ નથી.'

'એ વાત તો ખરી! મેઘજી!' એણે જવાબ આપ્યો. 'મ્હારામાં એટલી હિંમત નથી એ હું કબૂલ કરૂં છું. તે દિવસે પણ એ અનુભવ થયો છે. તારી કે સર્વાધિકારી જેટલી હામ મ્હારામાં નથી. મ્હારા ગેરહાજર રહેવાથી મંડળને હરકત ન હોય અને તું જો એવી સલાહ આપતો હોય તો ઉલટો હું તો ઘણો ખુશી થઇશ અને બીજે ગોઠવણ કરી લઇશ. મ્હારાથી એ બધું જોયું નહિ જાય.'

મેઘજીએ એને જવાની ભલામણ કરી અને એ ગયો.

નક્કી કર્યા મુજબ બધા માણસો આવી ગયા. એ દેખાવે સભ્ય અને સદ્વર્તનશાળી નાગરિક જેવા લાગતા હતા પણ

અંદરખાનેથી લોહીના તરસ્યા હતા. એમના હાથમાંથી છટકી જવાની ભગવાનદાસ માટે આશા હતી જ નહિ. એનું પુરૂં ભાગ્ય હોય તો જ એ બચી શકે. એ બધામાં એકંકે એવો ન હતો કે જેના હાથ દસબાર વખત લાલમલાલ ન થયા હોય ! કસાઇ બકરાનો જીવ લેતી વખતે જેટલો કઠણ હૃદયનો હોય છે તેથી વધુ પાષાણુ હૃદયના એ સઘળાય મનુષ્યવધ કરતી વખતે થતા. ખૂન એ એમને મન રમત વાત હતી. એ બધામાં સર્વાધિકારી શ્યામરાય સૌથી આગળ તરી આવતો હતો. બીજા બધા પણ ઘણા ચપળ હતા, અને મંડળનો ધાક બેસાડવામાં એમણે ઘણો જ ઉત્સાહ ભર્યો ભાગ ભજવ્યો હતો. આજે એ સૌ મેઘજીને ઘેર ભગવાનદાસનો ઘડો લાડવો કરવા એકઠા થયા હતા.

મેઘજીએ એમનો યથાયોગ્ય આદર સત્કાર કર્યો હતો અને એ સર્વે વાતો કરતા બેઠા હતા. એ બધાં કરતાં મેઘજી જૂદો તરી આવતો હતો એ એમના જેટલો ઉશ્કેરાયલો ન હતો.

'તું એને બરાબર સકંજામાં લઇ શકશે.' શ્યામરાયે કહ્યું. 'તારો હાથ એના ગળાપર પડશે ત્યાં લગી એને રજપણ શંકા નહિ આવે. તારી બારીઓને પડદા સિવાય બીજું કાંઇ નથી ?'

મેઘજી બારી આગળ ગયો અને પડદા બરાબર ટાઇટ કર્યાં.

'હવે આપણને કોઇ જોઇ શકે એમ નથી. હવે એના આવવાનો વખત થવા આવ્યો.'

'વખતે એ ન યે આવે. વખતે એને કૈં ગંધ આવી હોય તો—' ત્રિકમજીએ કહ્યું.

'એ આવ્યા વિના નહિ રહે.' મેઘજીએ ખાત્રી આપી. 'તમારા જેટલો જ એ અહીં આવવા ઉત્સુક છે. હવે આપણે શાંત રહીએ તો ઠીક.'

અને તે પછી બધા મીણનાં પુતળાં પેઠે હાલ્યા ચાલ્યા સિવાય કે અવાજ કર્યા સિવાય બેઠા. એવામાં બારણા પર ત્રણ ટકોરા થયા.

'ધીરે !'

મેઘજી ઉઠ્યો અને ચારે તરફ નજર ફેરવી લીધી. બધાના હાથ પાવેલાં હથીઆર પર હતા.

'એક શબ્દ પણ બોલતા ના' એણે ધીરે રહીને કહ્યું અને એ ખંડમાંથી બહાર નીકળી બારણું બંધ કર્યું.

ઉંચા કાને પેલાઓએ રાહ જોવા માંડી. એમણે પોતાના સાથી દારનાં બહાર જતાં પગલાં સાંભળ્યાં. પછી એને બારણું ઉઘાડતો અને કોઇને આવકાર આપતો સાંભળ્યો. તે પછી કોઇ અજાણ્યાં પગલાં અને વાતચીતનો અવાજ એમને કાને પડ્યો. થોડીવારે બારણું બધ થવાનો અવાજ પણ સંભળાયો. એમનો શિકાર બરાબર સપડાયો લાગ્યો. કરસનજીનો આનંદ માતો ન હતો ! શ્યામરાયે પોતાના મોઢા પર આંગળીઓ લગાડી.

'છાનો મર ! ગધેડા !' એણે કરસનજીને કાનમાં કહ્યું ' બધી બાજી ઉંધી મારી દઇશ !'

જોડેના ખંડમાં વાતચીત ચાલતી હતી. એનો અંત જલદી આવે એમ ન લાગ્યું. પછી બારણુ ઉઘડયું અને મોઢા પર આંગળી મૂકી ચૂપ રહેવા જણાવતો મેઘજી અંદર આવ્યો.

એ ટેબલની નજીક આવ્યો અને બધા તરફ જોયું. એનામાં કૈંક ફેરફાર થયો લાગતો હતો. એની રીતભાત એને કૈં મહાભારત કામ કરવાનું હોય એવી હતી. એનો દેખાવ એકંદરે છાપ પાડે એવો હતો. એની આંખોમાં અજબ ચેતન હતું. સામા પર અદ્ભૂત પ્રભાવ પડે એવું એમાં તેજ હતું. બધાએ એની સામે આતુરતાથી જોયું. શાંત નયને એણે પણ એક પછી એક એમ સૌની સામે નજર ફેરવી.

'કેમ ?' છેવટે શ્યામરાયે પુછ્યું. 'એ આવ્યો છે ને ? ભગવાનદાસ અહીંઆં છે ને ?'

'હા.' મેઘજીએ જવાબ આપ્યો. 'ભગવાન અહીંઆં છે. હું પોતે ભગવાનદાસ છું !'

અને ચારે તરફ એટલી તો શાંતિ હતી કે ન પૂછો વાત ! સાતે જણાના ચહેરા સફેદ પુણી જેવા થઇ ગયા હતા. એમનું આવી બન્યું હતું. ભયના માર્યા એ ચૂપચાપ બેસી રહ્યા. એવામાં એકાએક બારીઓના પડદા ચિરાઇ ગયા અને તેમાંથી આઠ દસ રિવૉલ્વરો એમના તરફ તાકેલી જણાઇ. એ દેખાવ જોઇને શ્યામરાય ભૂંડની પેઠે ભાગ્યો, પણ એની સામે કૅપ્ટન કેશવે પોતાની રિવૉલ્વર તાકી અને એને પાછો અંદર મોકલ્યો. એ પોતાની ખુરસીમાં ફસડાઇ પડયો.

'તમે ત્યાંજ ઠીક છો ! કાઉન્સીલર !' જેને આપણે અત્યાર લગી મેઘજી તરીકે ઓળખતા હતા તેણે કહ્યું. 'અને ત્રિકમજી ! જરા પિસ્તોલ પરથી હાથ ઉઠાવી લો. એ ચાલાકી જવા દો. ચાલો પણ મૂકી દો ન હતર—હાં એમ. ચાળીસ હથીઆરબંધ સિપાઇઓ આ મકાનની આસપાસ છે. અને એમાંથી નાસી જવાનો પ્રયત્ન કરવો એ કેટલું ડહાપણભર્યું છે તેનો તમે જ વિચાર કરી લેજો. કેશવ ! એ લોકોનાં હથીઆર લઇ લે તો.'

અને બધાએ પોતાનાં હથીઆર સોંપી દીધાં. આનાકાની કરવાની એમનામાં હિંમત ન હતી. એમનાં હથીઆર ગયા પછી એ મેઢાંની માફક અજાયબીથી બેસી રહ્યા.

'આપણે છૂટા પડીએ તે પહેલાં થોડુંક કહી લઉં.' ભગવાનદાસે જણાવ્યું. 'હું ધારૂં છું કે તમારી તપાસ થાય ત્યાં સુધી આપણો મેળાપ થશે નહિ. એ દરમિયાન પુરતો વિચાર કરવા જેવું કેટલુંક કહી લઉં. છેવટે મ્હારો ભેદ ખુલ્લો કરૂં છું. હું પોતે જ પેસ્તનજીનો જમણો હાથ કે જે કહો તે—ભગવાનદાસ છું. તમારૂ મંડળ વિખેરવાનું કામ મ્હને સોંપાયું હતું. મ્હારે ઘણી સખત અને ભયંકર રમત રમવાની હતી; અને કોઇ પણ માણસ, મ્હારૂં વ્હાલામાં વ્હાલું

માણસ પણ એ રમત હું રમું છું એમ જાણતું નથી. એની ખબર માત્ર કૅપ્ટન કેશવને અને સરકારને જ હતી. પ્રભુની કૃપાથી એ રમતમાં હું જીત્યો છું.'

સાત ફીક્કા ચહેરાએ એના સામે જોયું. એમના દેખાવમાં અકથનીય તિરસ્કાર ભર્યો હતો. એણે એમની ભયંકર ધમકી પણ એમાં જોઇ. એની એને જરા પણ દરકાર ન હતી.

'વખતે તમે એમ પણ માનતા હો કે રમત પુરી નથી થઇ. કોઇ પણ હિસાબે તમે હવે વધુ પાપ હાલ તુરત કરી શકશો નહિ. તમારા સિવાય મંડળના બીજા સાડ જણને આ વખતે જ પકડવામાં આવ્યા છે. મ્હને જ્યારે આ કામ સોંપવામાં આવ્યું ત્યારે મ્હારી માન્યતા હતી કે આવું કંઇ મંડળ હસ્તીમાં હશે જ નહિ પણ એ બધી વાત છાપાવાળાના ફળદ્રુપ ભેજામાંથી ઉપજાવી કાઢેલી હશે. એ લોકોએ મ્હને કહ્યું કે એ બંધુમંડળનુ કામ છે એટલે તો હું ડર્બાન ગયો અને મંડળનો સભ્ય થયો. તે વખતે મ્હારી ખાત્રી થઇ કે મ્હારી માન્યતા ખરી હતી અને બંધુમંડળ પરસ્પર ભ્રાતૃભાવ વધારવાનું અને ઓળખણ ટકાવવાનું સાધન હતું અને એને માટે જે કહેવાતું હતું તે તદ્દન વાહિયત અને વધારે પડતું હતું. એમ હોવા છતાં મ્હારે મ્હારૂં કામ કરવાનું હતું એટલે હું આ તરફ આવ્યો. અહીં આવતાં જ મ્હારી ભૂલ મ્હેં સ્પષ્ટ રીતે જોઇ. જે કંઇ કહેવામાં આવતુ હતું તે ખરૂં હતું અને એમાં ઘણો ઓછો સંભાર ભરાતો હતો એમ પણ મ્હેં જોયું. પછી એ જાતે જોવા ને જાણવા મ્હારે અહીં રહ્યા વિના ચાલે એમ ન હતું. મ્હેં ડર્બાનમાં કોઇનું ખૂન કર્યું ન હતું કે કોઇને માર્યો પણ ન હતો. તેમ જ કોઇ દહાડો મ્હેં ખોટા પૈસા પાડયા પણ નથી એ બધું મ્હારે તમારો પ્રેમ અને વિશ્વાસ સંપાદન કરવા માટે કરવું પડયું હતું. જે પૈસા મ્હેં પાડયા છે એમ મ્હેં કહેલું અને તમને આપેલા તે ખરા હતા અને એનો એકંદરે સદુપયોગ થયો છે. એ બધી યુક્તિઓએ ધારેલી અસર કરી.

'અને પછી મ્હેં મંડળના કામમાં ઉત્સાહ ભર્યો ભાગ લેવા માંડયો. એમ પણ કહી શકાય કે હું પણ તમારા જેટલો જ ખરાબ હતો કે થયો હતો. એ તો જે કહેવું હોય તે કહેવાય પણ તમને હાથ કરવાને એ દાવમાં ભાગ લેવાની જરૂર હતી. પણ ખરી હકીકત શી છે ? જે રાત્રે હું જોડાયો તેજ રાત્રે પેલા વૃદ્ધ રીંડાણીને મારવામાં મ્હેં ભાગ લીધો. એને હું ચેતાવી શકું એમ ન હતો; કારણ કે એટલો વખત ન હતો છતાં એને પુરો કરતાં મ્હેં જ ત્રિકમજીને રોકેલો, એ વખતે એનો હાથ મ્હારે જ પકડવો પડેલો નહિતર એ એને સાફ કરત. અને મ્હેં જો મ્હારૂં સ્થાન અવિચળ રાખવાને માટે મંડળમાં કૈં સૂચના કરી હશે તો ઉંરાડેલી ચલ્લી પકડી લેવાની મ્હારી તાકાત હશે તો જ કરી હશે: તે સિવાય નહિ. પેલા મી. ડન અને મૅન્ઝીઝને હું બચાવી ન શકયો કારણ કે એ બાબત ઘણી ગુપ્ત રાખવામાં આવી હતી. ભાઉ શિંદે એનું મકાન મ્હેં ઉડાવી દીધું તેને આગલે દિવસે જ ભાગી ગયો એ મ્હારી સૂચનાનું પરિણામ હતું. એવા પણ ઘણા ગુન્હા બન્યા હશે કે જેમાં મ્હારૂં કૈં ચાલી શકે એમ નહિ હોય અને એમાં મ્હેં અંતરાય નાખ્યો નહિ હોય છતાં ઘણી વખત જ્યારે જ્યારે તમારો શિકાર એક ને બદલે બીજે રસ્તે ચાલ્યો જતો, બહાર આવવાનું ધાર્યું હોય તે વખતે ઘરમાં ભરાઇ રહેતો અને શહેરમાં આવવાનો હોય ત્યારે ગામડામાં જ રહી પડતો કે આડો અવળો થઇ જતો ત્યારે ત્યારે એમાં મ્હારો હાથ હતો અને મ્હારી શક્તિ મુજબ હું એ લોકોને બચાવી લેતો. મંડળના માણસોને છેલ્લા કેટલાક મહિનામાં વિલે મ્હોંએ પાછા ફરવું પડયું હોય તે સર્વે કામમાં અંદરખાનેથી મ્હારો હાથ હતો અને હું ચાવી ફેરવ્યા કરતો.'

'વિશ્વાસઘાતી !' શ્યામરાયે દાંત કચડતાં કહ્યું"

'એમ ! એટલો મોટો શિરપાવ આપવાની જરૂર નથી. પ્રભુની

નજરમાં કોણ વિશ્વાસઘાતી છે એ જરા વિચાર કરી જોજો. તમે જ્યારે એ રીતે મ્હને નવાજો છે। ત્યારે આ પ્રદેશમાં સેંકડો માણસ એવા પણ નીકળશે કે જે મ્હને શાંતિ અને મુક્તિના દૂત તરીકે વખાણશે. ગમે તેમ હોય પણ મ્હેં મ્હારી ફરજ બજાવી છે અને તમારા ત્રાસમાંથી આ પ્રદેશને મુક્ત કર્યો છે. પ્રભુની પરમ કૃપાવાળા આ પ્રદેશને તમે નર્કસ્થાનમાં ફેરવી નાખ્યો હતો અને ન્હાનેથી મોટે સુધી દરેક તમારા ત્રાસથી તમારા સિતમથી અને તમારાં કાળાં કામથી કંપી ઉઠતું હતું એ બધાનો વિચાર કરતાં મ્હેં ખોટું કર્યું નથી. ત્રણ ત્રણ મહિના સુધી મ્હેં એ નર્કસ્થાનનો અનુભવ લીધો છે અને કોણ જાણે કયારે એનો અંત આવત તે નક્કી ન હતું. હજી યે હું થોભત પણ મ્હને ખબર પડી કે મ્હારી ગુપ્ત હકીકત—મ્હારો ભેદ—બહાર પડે એમ હતો. એક એવો કાગળ આવ્યો હતો કે જે તમારા હાથમાં આવે તો તમે ચેતી જાવ. એનો જ ઉપયોગ કરીને મ્હારે તર્ત જ પગલાં ભરવાં પડ્યાં અને એનું પરિણામ તમે જુઓ છો. હવે એક જ બોલ. મ્હારે મરવાનો વખત આવશે ત્યારે હિચકારાની માફક મરવાને બદલે મ્હેં જે મર્દાનગીનું કામ કર્યું છે તે યાદ કરતો હું શાંતિથી મરીશ એ યાદ રાખજો. અને હવે કૅપ્ટન કેશવ ! આ બધાનો કબજો લઇ લે.'

હવે ઘણું થોડુ કહેવાનું રહે છે. ધનજી જ્યારે બહાર ગયો ત્યારે મેઘજીએ એને એક ચીઠ્ઠી જયશંકરને ત્યાં મણિને પહોંચાડવા સારૂ આપી હતી. એ કામ એણે રીતસર કર્યું હતું. બીજે દિવસે સવારના પહોરમાં મણિ અને એના મેઘજીએ રેલ્વે કંપનીએ એમને માટે મોકલાવેલી સ્પેશીઅલ ગાડીમાં કાળી ખીણ છોડી.

વૃદ્ધ જયશંકર ચારેક દિવસ પછી વરમીસા છોડી ગયો અને પંદરેક દિવસ પછી મણિ અને મેઘજી—ભગવાનદાસનાં લગ્ન નૈરોબી ખાતે થયાં.

**શ્યામરાય અને મંડળના સભ્યોની** તપાસ દૂર દેશમાં ચલાવ-

વામાં આવી કે જ્યાં એ લોકો તરફથી કૈંજ ત્રાસ આપી ન શકાય. એમણે મંડળના ખરાબ માર્ગે મેળવેલા પૈસા પાણીની માફક ખર્ચ્યાં પણ મંડળના એકેકએક ભેદ અને એની રગેરગ જાણનાર ભગવાનદાસની જુબાની આગળ એમનો બચાવ વ્યર્થ ગયો અને એમનું કાંઇ જ ચાલ્યું નહિ. એમના ગુન્હા પુરવાર થયા અને આખરે આખું મંડળ વિખરાઇ ગયું. શ્યામરાય બિકણ બાયલાની પેઠે અચાતીયાં મારતો ફાંસીને માંચડે ચઢીને ભૂંડે મ્હોતે મૂઓ. એના બીજા આઠ સાથીદારોની પણ એજ વલે થઇ. તે સિવાય ઘણાને આશરે પચાશ પંચાવન જણને દસ ને પંદર પંદર વર્ષની સજા થઇ. એ રીતે ભગવાનદાસનું કામ ફતેહમંદીથી પાર પડયું.

અને હજીપણ એણે ધાર્યું હતું તેમ રમત રમાઇ ચુકી ન હતી. હજી તે પુરી થઇ ન હતી. એ રમત જીવનભરની હતી. પ્રસંગ મળતાં એ પુનઃપુનઃ રમવાની હતી ત્રિકમજી ફાંસીની સજામાંથી કમનસીબે બચી ગયો હતો અને ભગવાનદાસ માટેનું એનું આદરમાન જાણીતું હતું. એ સિવાય વનેચંદ ને પ્રેમજી પણ કેદની સજામાં હતા.

એ લોકો કયારે છૂટશે એની પણ ભગવાનદાસે ગણતરી કરી રાખી હતી. અને એની ખાત્રી હતી કે એક દિવસ એની શાંતિનો અને એના શાંતિમય જીવનનો અંત આવવાનો હતો. જીવનની આ અખંડ રમતની બાજી પાછી તે વખતે ફરી મંડાવાની હતી.

કોઇ પણ ભોગે ભગવાનદાસનો ઘડો લાડવો કરવાના એ બધાએ સોગન લીધા હતા. એમના વૈરની તૃપ્તિ એના લોહી સિવાય થાય એમ ન હતું. અને એ પ્રતિજ્ઞા પાળવા માટે એમણે અથાગ પ્રયત્ન પણ કર્યા.

એનો પત્તો એમણે લગાડયો અને એને નામ બદલીને ભાગી જવું પડયું. એ વખતે કમનસીબે એની પ્રિય પત્ની મણિ મરણ પામી. એ નિરૂત્સાહ થઇ ગયો.

ત્યાંથી વળી એ ભાગ્યો અને પ્રાણજીવન નામ ધારણ કરી એ કેટલોક વખત રખડ્યો. એ અરસામાં એક સારા કૂળ સાથે એને સંબંધ બંધાયો અને એની સાથે એ અઢળક ધન કમાયો. દેવશંકર દવે સાથે એ વખતે એને મેળાપ થયો.

અને ત્યાર પછી એને આપણે રંગભુવનમાં જોઇએ છીએ. એ ત્યાં ફરીથી પરણીને રહ્યો છે અને પોતાનું જીવન સુખમાં વિતાવે છે.

એ સુખી જીવનનો અંત આવવા જેવો બનાવ શી રીતે બન્યો અને એણે શું કર્યું તે આપણે પહેલા ખંડમાં જોઇ ગયા છીએ.

*

## છેવટ

**અને હવે વાંચનાર મિત્ર!** અનંત કાળના મહાસાગરમાં વીસ વર્ષની નજીવી ડૂબકી મારીને જે જોવાનું હતું તે આપણે જોઈ લીધું છે. પ્રાણજીવન પાઠકનું પૂર્વજીવન અને એનો જીવ લેવા માટે કરેલા ત્રિકમજીના પ્રયત્નનો ભેદ આપણે હવે જાણી ચૂક્યા છીએ.

તે પછી પોલિસ કોર્ટમાં પ્રાણજીવનનો કેસ ચાલ્યો અને એની સામેનો ચાર્જ ઘડાયા પછી એને સેશન કૉર્ટમાં મોકલવામાં આવ્યો અને કેટલોક વખત એ કૉર્ટમાં કામ ચાલ્યા પછી નામદાર ન્યાયમૂર્તિએ એને છોડી દીધો.

જયંતને એ ખબર મળી ત્યારે એ એને મળી આવ્યો અને સલાહ આપી આવ્યો કે કોઇ પણ પ્રયત્ને એણે હિંદુસ્તાન છોડવું

અને દૂર દેશમાં ચાલ્યા જવું. હજી એની સામે એક બળવાન અને સાધનસંપન્ન ભેજું કામ કરી રહ્યું હતું અને એનો જીવલેણ ફટકો કઇ વખતે પડશે એ કહી શકાય એમ ન હતું. હિંદુસ્તાનમાં એની રજમાત્ર સહિસલામતી ન હતી.

એ વાતને બે મહિના વહી ગયા અને અમારા સ્મરણમાંથી એ કેસ જતો રહ્યો હતો એવામાં અમને એક ચીઠ્ઠી મળી. એમાં માત્ર એટલું જ લખ્યું હતું :

'અરે બાપરે ! જયંતરાય !'

એ જોઇને જયંત હસી પડયો. એ કોણે લખી હશે અને કેમ લખી હશે તે ન સમજાયું. એની નીચે ન હતી સહી કે ન હતું લખનારનું નામ કે ઠેકાણું.

તે દિવસે સાંજે મોડેથી એક જણે ઘણા જરૂરના કામ-સર અમને મળવા માગ્યું. એ ખબર મળ્યા પછી તરત જ આપણા પૂર્વપરિચિત દેવશંકર દવે મળવા આવ્યા. એનો ચહેરો સફેદ પૂણી જેવો થઇ ગયો હતો.

'અરે ભલા ભગવાન ! જયંતરાય ! મ્હારે ઘણા માઠા સમાચાર આપને આપવાના છે.' એણે કહ્યું.

'મ્હેં ધાર્યું જ હતું.' જયંતે કહ્યું.

'આપને તાર બાર નથી મળ્યો ?'

'પણ જેને મળ્યો તેની ચીઠ્ઠી હતી.'

'બિચારો પ્રાણજીવન ! આખરે એ અકસ્માતનો ભોગ થયો. કહે છે કે એનું નામ ભગવાનદાસ હતું. જે હોય તે ખરૂં પણ મ્હારે મન એ પ્રાણજીવન જ રહેશે. મ્હેં આપને કહ્યું હતુંને કે એ લોકો 'ટોમકા મારૂ'માં નાગાસાકી જવા ઉપડયાં હતા. એને બેએક અઠવાડીયાં થઇ ગયાં.

'બરાબર છે.'

'અને એ લોકો કાલે રાત્રે રંગુન પહોંચ્યાં. ત્યાંથી પદ્માવતીનો તાર છે—

'સખત વાવાઝોડામાં તુતકપર ફરતાં પ્રાણજીવનદાસ દરિઆમાં પડીને દેવલોક પામ્યા છે. શી રીતે એ અકસ્માત થયો એ કોઇને સમજાતું નથી. પદ્માવતી.'

'એમ બન્યું !' જયંતે વિચાર કરતાં કહ્યું. 'મ્હારે કહેવું જોઇએ કે એ લોકોએ બધું કામ બહુ સાવધાનીથી કર્યું છે.'

'એટલે એવો કૈં અકસ્માત થયો જ નથી એમ આપનું કહેવું છે.?'

'જરૂર. અકસ્માત હતો જ નહિ.'

'એનું ખૂન થયું ?'

'જરૂર. અને તે ઘણી જ સીફતથી.'

'મ્હને પણ એવો વહેમ હતો. અરે ભલા ભગવાન ! એ બદ-માસોએ જબરી જાળ ફેલાવી છે !'

'ના ભાઇ ! ના' જયંતે શાંતિથી જણાવ્યું. 'એ લોકોની એમાં કરામત નથી. આ વખતે એક પ્રબળ બુદ્ધિવાન અને સાધન સંપન્ન તેમજ શકિતશાળી ભેજું કામ કરી રહ્યું છે અને એ ભેજાને પુષ્કળ પૈસા મળ્યા હોવા જોઇએ. એમ ન હોત તો ગયા વખતની માફક મહેનત મારી જાત. પણ આ પ્રયત્ન જે ભેજાએ કર્યો છે તેણે સંપૂર્ણ વિચાર કરીને પુરતી સાવધાનીથી અને બરાબર ગોઠવણ કરીને કર્યો છે એટલે એમાં કોઇથી કૈં થઇ શકે એમ નથી. એમાં પ્રોફેસર ચેટરજીનો હાથ છે અને એણે જ બધી દોરી પોતાના હાથમાં રાખી છે.'

'પણ એ શા માટે એમ કરે ?'

'પોતાની આબરૂ અને પૈસા માટે. એને દરેક કામમાં ફત્તેહ મેળવી જ જોઇએ. એની સંસ્થા ઘણી જ પ્રબળ છે અને

જ્યારે જ્યારે કામ કરે છે ત્યારે ત્યારે એવી સીફત વાપરે છે કે કોઇ એમાં ખોડ ખાંપણ કાઢી શકે જ નહિ.'

'તો પછી પેલા માણસને શી રીતે ખબર પડી ?'

'એ એનો મદદનીશ છે એટલે અને પેલા હરામખોરોને બરાબર સલાહ મળેલી. આ તરફનું કામ કરવાનું હોવાથી પોતાને સફળતા મળે કે ન મળે એમ ધારીને એમણે પ્રૉ. ચેટરજીની મદદ લીધી અથવા સારી રકમ આપવાની કરીને એને કામ સોંપ્યું. સૌથી પહેલાં તો સમાજનો માણસ જાતે પ્રયત્ન કરવા પ્રેરાયો અને એણે શું કર્યું ને શું થયું તે આપણે જાણીએ છીએ. એની નિષ્ફળતાના સમાચાર મળ્યા પછી પ્રૉ. ચેટરજી જાતે જ કૈં કરશે અને એમાં જરા જેટલી છટકવા બારી રાખશે નહિ એવી મ્હારી ખાત્રી હતી તેથી જ તમારી અને પદ્માવતીની રૂબરૂમાં જ મ્હેં પ્રાણજીવનને બરાબર ચેતવણી આપી હતી. અને એ ચેતવણી મળ્યા છતાં ય શું પરિણામ આવ્યું તે આપણે જોઇ શકીએ છીએ.'

'અને આપણે આમ હાથ જોડીને બસીજ રહીશું ? એની સામે કોઇથી કાંઇ જ થઇ શકે એમ નથી ?'

'એવું મ્હારૂં કહેવું નથી.' જયંતે જણાવ્યું. 'હું એમ નથી કહેતો કે એને મ્હાત કરી શકાય એમ નથી પણ એ પ્રયત્ન કરવાને પુરતો સમય જોઇએ, અને વખત આવ્યે એ મ્હારે હાથ ધર્યા સિવાય છૂટકો નથી.

થોડી વાર સુધી અમે શાંત વિચારમાં બેસી રહ્યા. એ વિચિત્ર માણસના ભેદનો પડદો ઉકેલવાની જયંત વેતરણ કરી રહ્યો હતો. અને એના એ પ્રયત્નોનું પરિણામ વાંચનાર મિત્ર ! વખત આવ્યે રજુ કરવા હું ચૂકીશ નહિ.

*

# કાળને કિનારે

એક વાર વાંચી જાવ. જયંતનાં જ્વલંત પરાક્રમોનાં એટલાંજ રસિક બીજાં પુસ્તકો પણ મળી શકે છે, એ વાંચવાની ઇચ્છા તમને થયા સિવાય નહિ રહે.

# જયંતનાં જબ્બર સાહસો

એ જયંતનાં પરાક્રમોની અદ્ભુત રસઝરતી બાર વાર્તાઓ છે. કિંમત ચાર રૂપીયા.

# જયંતનાં અદ્‌ભૂત પરાક્રમો

એ પણ જયંતનાં જયસાહસોની નવ વાર્તાઓ રજુ કરે છે. કિંમત અઢી રૂપીયા

*

એક વાર હાથમાં લીધા પછી જયંતની પરાક્રમ કથા પુરી વાંચ્યા સિવાય પુસ્તક બાજુએ મૂકવાનું મન થતુ નથી એવા એને માટે અનેક અભિપ્રાય મળ્યા છે. તમને પણ એવો અનુભવ થશે જ તે પછી

# જયંતની સાહસકથાઓ

જેમાં જયંતની રસિક અને ભાવપૂર્ણ પરાક્રમ કથાઓ આપવામાં આવશે તેના અગાઉના ગ્રાહક તરિકે તમારૂં નામ નોંધાવો

પુંજાલાલ ભગવાન પારેખ
વઢવાણ સીટી

## નાગરદાસ ઇ. પટેલ

## નાં બીજાં પુસ્તકો

*

**જયંતનાં જમ્બર સાહસો**

જયંતનાં અદ્ભૂત સાહસોની કથાઓ ૪–૦–૦

**જયંતનાં અદ્ભૂત પરાક્રમો**

જયંતની પરાક્રમકથાઓ ૨–૮–૦

**સફેદ ઠગ**

છૂપી પોલિસનાં પરાક્રમોની વાર્તા ૪–૮–૦

**નવવલ્લરી**

અલંકાર સાહિત્યનું અજોડ પાઠય પુસ્તક ૨–૮–૦

**શશિકલા**

ગુજરાતની એક જૂની પ્રેમકથા ને કાવ્ય ૨–૦–૦

**હવે પછી**

**આશુશંકર પંડિતજીનાં પરાક્રમો**

પંડિતજીનાં હાસ્યરસિક પરાક્રમો

**જયંતની સાહસકથાઓ**

જયંતનાં નવાં પરાક્રમો

**રખડેલ અને બીજી વાર્તાઓ**

અનેક રસપૂર્ણ ટૂંકી વાર્તાઓનો સંગ્રહ

*

## સુમતિ નાગરદાસ પટેલ અને નાગરદાસ ઇ. પટેલનાં બાલસાહિત્યનાં પુસ્તકો

*

| | | | |
|---|---|---|---|
| **અમારી વાર્તાઓ** | : | બાલ વાર્તાઓ | ૦—૮–૦ |
| **અમારી બીજી વાર્તાઓ** | : | ,, | ૦—૮–૦ |
| **અમારી ત્રીજી વાર્તાઓ** | : | ,, | ૦–૧૨–૦ |
| **અમારી વાર્તાઓ** : પહેલી : બીજી અને ત્રીજી | : | | ૨—૦–૦ |

**દરેક પ્રસિદ્ધ બુકસેલરને ત્યાં મળશે**

# રસિક નવલકથા માળા

## નાં પુસ્તકો

*

| | |
|---|---|
| ચમત્કારિક ખૂન | ૨—૦—૦ |
| આગ્રાનો ખજાનો | ૨—૦—૦ |
| શેરલોક હોમ્સનાં સાહસકર્મો | ૨—૦—૦ |
| ભયંકર ભેદ | ૨—૮—૦ |
| કુટુંબીનું કારસ્થાન ભાગ ૧ : ૨ | ૫—૦—૦ |
| સ્નેહલગ્નની સુંદરી | ૩—૮—૦ |
| દુર્ભાગી હારા | ૩—૦—૦ |
| ચાલીસ ચહેરાનો માણસ | ૩—૮—૦ |
| સફેદઠગ | ૪—૮—૦ |
| સોનેરીટોળી | ૪—૮—૦ |
| પાટલીપુત્રની પડતી | ૪—૮—૦ |
| ભૂલનો ભોગ | ૪—૦—૦ |
| દિવાની કે શાણી ? ભાગ ૧ : ૨ | ૮—૮—૦ |
| વિપત્તિનું વાદળ | ૩—૮—૦ |
| શ્રીમંત સહારક મંડળ | ૪—૦—૦ |
| વેર વસૂલ ભાગ ૧ થી ૪ | ૧૨—૦—૦ |
| પંચાસરનો જયશિખરી ભા. ૧ : ૨ | ૬—૦—૦ |
| સૌંદર્યજવાલા | ૨—૦—૦ |
| પ્રેમની ખુમારી ભાગ ૧ : ૨ | ૬—૦—૦ |
| વિચિત્ર જગત્ | ૩—૦—૦ |
| અદ્‌ભૂત લુટારો | ૩—૮—૦ |
| રાજમાર્ગ | ૩—૦—૦ |
| પ્રાણ કે પ્રતિજ્ઞા ? | ૩—૮—૦ |
| જાગીરદાર કે જલ્લાદ ? | ૨—૦—૦ |
| જયંતનાં જબ્બર સાહસો | ૪—૦—૦ |
| પ્રાણશંકર પંડિતજીનાં પરાક્રમો | છપાય છે |

પુંજાલાલ ભગવાન પારેખ
વઢવાણ સીટી

## જીંદગીની જરૂરીઆત
## દેહને દીપાવતા દાગીના છે

જાળવી રાખેલા દાગીના જરૂરના પ્રસંગે
ભીડભંજન ભગવાનની ગરજ સારે છે
માટે દાગીના વસાવો

*

**સ્ત્રીઓ તથા બાળકોનાં સૌંદર્યને શોભાવતા અને
વધારતા, છેલ્લામાં છેલ્લી ઢબના, ભાતભાતના
મનોહર દાગીના ખરીદવા**

# મહેતા ચત્રભુજ ઈશ્વરલાલ

ની જૂની અને જાણીતી દુકાનની મુલાકાત લ્યો

**અમારે ત્યાં કુશળ કારીગરો પાસે જૂની તથા નવી ડીઝાઈનના હાથ, પગ, કાન, વિગેરે દરેક અંગોને શોભાવનારા, ભાતભાતના, શુદ્ધ સોના ચાંદીના દાગીના તૈઆર કરાવી સ્ટોકમાં રાખવામાં આવે છે તેમજ જાતજાતના નાના મોટા ઈમીટેશનના દાગીના પણ મળે છે. એકવાર અમારી દુકાનની મુલાકાત લઈ ખાત્રી કરી જુઓ.**

**વેપારીઓને પણ એકવાર નમુના માટે ઓર્ડર આપવા અમારી ખાસ ભલામણ છે. દરેક જાતનો મનપસંદ દાગીનો વખતસર તૈયાર કરી આપીશું.**

ઠગવાની બિલકુલ ધાસ્તી નથી.

સસ્તી મજુરી અને ઓછો નફો
એ અમારો મુદ્રાલેખ છે.

**મહેતા ચત્રભુજ ઇશ્વરલાલ
વઢવાણ સીટી**